રજસ્વલા થાય તે દિવસથી આગળના ચાર દિવસ નિન્દિત છે. માટે પ્રથમ દ્વિતીય, તૃતીય તથા ચતુર્થ રાત્રિમાં પુરૂષે સ્ત્રીનો સ્પર્શ કિંવા સ્ત્રીએ પુરૂષનો સંબંધ કદી પણ ન કરવો, અર્થાત રજસ્વલાના હાથનું પાણી સુદ્ધાં ન પીવું. તે સ્ત્રીએ કંઇ કામ પણ ન કરવું; પરંતુ એકાંતમાં બેસી રહેવું, કારણ કે આ ચાર રાત્રિઓમાં સમાગમ કરવો તે વ્યર્થ અને મહારોગકારક છે. રજ અર્થાત્ સ્ત્રીના શરીરમાંથી એક પ્રકારનું વિકૃત ઉષ્ણ રૂધિર જેવું કે ફોલ્લાઓમાંથી પરૂ અગર લોહી નીકળે છે તેવું છે. ૨. જેમ પ્રથમની ચાર રાત્રિ ઋતુદાનને માટે નિંદિત છે, તેમજ અગીઆરમી તથા તેરમી રાત્રિ પણ નિંદિત છે; અને બાકીની દશ રાત્રિઓ ઋતુદાનને માટે શ્રેષ્ઠ છે ૩. જેને પુત્રની ઇચ્છા હોય તેણે છઠ્ઠી, આઠમી, બારમી, ચૌદમી અને સોળમી એ છ રાત્રિઓ ઋતુદાનને માટે ઉત્તમ જાણવી. પરંતુ તેમાંની ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. જેને પુત્રીની ઇચ્છા હોય તેણે પાંચમી, સાતમી, નવમી અને પંદરમી એ ચાર રાત્રિઓ ઉત્તમ સમજવી * ૪. પુરૂષનું વીર્ય ઋતુદાનમાં અધિક હોય તો પુત્ર અને સ્ત્રીનું આર્તવ અધિક હોય તો કન્યા, વીર્ય અને આર્તવ સમાન હોય તો નપુંસક પુત્ર અથવા વંધ્યા કન્યા ઉત્પન્ન થાય છે; અને જો પુરૂષ ક્ષીણ વા અલ્પ વીર્ય કે સ્ત્રી ક્ષીણ અથવા અશુદ્ધ આર્તવવાળી હોય તો ગર્ભ નથી રહેતો અગર રહીને પડી જાય છે. ૫. જે પૂર્વની આઠ (પ્રથમની ચાર, અગીઆરમી, તેરમી તથા બે પર્વની) નિન્દિત રાત્રિઓ બતાવી છે તેમાં જે પુરૂષ સ્ત્રીસંગ નથી કરતો તે ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ બ્રહ્મચારીજ કહેવાય છે.

### उपनिषदि गर्भलम्भनम् ॥ आश्व० गृ० सू० अ० १ कं० १३ सू० १

અર્થઃ—ગર્ભાધાનનો વિધિ જે પ્રમાણે ઉપનિષદમાં કહ્યો છે તે પ્રમાણે કરવો જોઇએ અર્થાત્ કન્યા સોળ અને પુરૂષ પચ્ચિસ વર્ષની ઉમરે વિવાહ કરીને પછી ગર્ભાધાન કરે એ પ્રમાણે ઉપનિષદમાં વિધાન કરેલું છે.

### अथ गर्भाधानं स्त्रियाः पुष्पवत्याश्चतुरहादूर्ध्वंस्नात्वा विरुजायास्तस्मिन्नेव दिवा " आदित्यं गर्भमिति " ॥ पार० गृ० सू० अ०

આજ પ્રમાણે શૌનક તથા ગોભિલિય ગૃહ્યસૂત્રોમાં પણ વિધાન છે. વિવાહાનંતર સ્ત્રી જ્યારે રજસ્વલા થઇને પાંચમાં દિવસે સ્નાન કરીને રજોદર્શનથી રહિત થાય તેજ દિવસે અથવા જ્યારે ગર્ભસ્થાપન કરવાની ઇચ્છા હોય ત્યારે " आदित्यं गर्भमिति " ઇત્યાદિ મંત્રો વડે દિવસે સુગંધાદિ પદાર્થો વડે આહુતિ આપવી. આ વખતે પતિ વેદિના પશ્ચિમભાગમાં પોતાની પત્નીને ડાબી બાજુએ બેસાડીને સઘળો વિધિ કરે. ઋત્વિજોને પણ યથાસ્થાન વરણ કરીને બેસાડે.

વિધિઃ—પ્રથમ વિદ્વાન્, વ્યસન રહિત અને કર્મઉપર શ્રદ્ધાવાળા બ્રાહ્મણોને બોલાવીને તેમનું વરણ નીચે લખ્યા પ્રમાણે કરવું:—

---

* રાત્રિગણવાનું કારણ એ છે કે દિવસમાં ઋતુદાન દેવું તે નિષિદ્ધ છે, કારણ પારસ્કર ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કેઃ—

तस्मिन्प्रजायाः संभवकाले निशायां कुर्याद्यदिदिवामैथुनं भजे क्लीबा अल्पवीर्या अल्पायुषाश्च प्रसूयन्ते तस्मादेतद्वर्जयेत्प्रजाकामोगृही + + +

ભાવાર્થઃ—ઋતુદાનને માટે યોગ્ય કહેલી રાત્રિયોમાં પોતાની પત્નીની સાથે સંબંધ કરવો. જો દિવસે મૈથુન કરે તો પ્રજા નપુંસક, અલ્પવીર્યવાળી અને અલ્પાયુષી થાય છે માટે ઉત્તમ સંતાનની ઇચ્છા રાખનારે દિવામૈથુનનો સર્વથા ત્યાગ કરવો. ( ભાષાન્તર કર્તા )

यजमान–ओमावसोः सदने सीद * ।

આ પ્રમાણે જેટલા બ્રાહ્મણને ઋત્વિજ્ કરવા હોય તેમને કર્મ કરવાને માટે બોલાવીને તેમના આસન ઉપર બેસાડવા; અને તેઓ બેસતી વખતે–

ऋत्विज्–ओं सीदामि + ।

એ પ્રમાણે બોલે પછી—

यजमान–÷ अहमद्य मम पत्न्या गर्भसंस्काराख्य कर्मकरणाय भवन्तं वृणे ॥

ऋत्विज्–वृतोऽस्मि ।

આ વિધિ થઈ રહ્યા પછી સર્વેએ નિમ્નલિખિત મંત્રોવડે આચમન કરવું:—

ओं अमृतोपस्तरणमसि स्वाहा ॥ १ ॥

ओं अमृतापिधानमसि स्वाहा ॥ २ ॥

ओं सत्यं यशः श्रीर्मयि श्री श्रयतां स्वाहा ॥ ३ ॥ सौत्रमंत्राः ॥

આ એક એક મંત્ર વડે એક એક આચમન કરીને હાથ ધોઈ નાંખવા પછી નિમ્નલિખિત મંત્રો વડે જલ લઈ અંગસ્પર્શ કરવો:-

ओं वाङ् म आस्येऽस्तु ॥ १ ॥ મુખ.

ओं नसोर्मे प्राणोऽस्तु ॥ २ ॥ નાસિકા.

ओं अक्ष्णोर्मे चक्षुरस्तु ॥ ३ ॥ બન્ને આંખ.

ओं कर्णयोर्मे श्रोत्रमस्तु ॥ ४ ॥ બન્ને કાન.

ओं बाह्वोर्मे बलमस्तु ॥ ५ ॥ બન્ને બાહુ.

ओं ऊर्वोर्मेऽ ओजोस्तु ॥ ६ ॥ બન્ને જંઘા.

ओं अरिष्टानि मे अङ्गानि तनूस्तन्वा मे सहसन्तु ॥ सौत्रमंत्राः ॥ ७ ॥

સર્વ શરીરપર જલ છાંટવું. ત્યારપછી–વેદિમાં સમિધા ચયન કરીઃ—

ओंभूर्भुवः स्वः ॥

આ મંત્રનું ઉચ્ચારણ કરી બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યના ઘરમાંથી અગ્નિ લાવવો, અથવા તો ઘૃતનો દીપક સળગાવી તેના વડે કપુર સળગાવી કોઈએક પાત્રમાં મૂકી તેના ઉપર સમિધાના નાના નાના કટકા મૂકી યજમાને અથવા તો પુરોહિતે તે પાત્રને બન્ને હાથ વડે ઉઠાવી (જો ગરમ હોય તો સાણશીથી પકડે) નીચેના મંત્રવડે અગ્ન્યાધાન કરવું:—

ओं भूर्भुवः स्वर्द्यौरिव भूम्ना पृथिवीव वरिम्णा । तस्यास्ते पृथिवि देवयजनि पृष्ठेऽग्निमन्नादमन्नाद्यायादधे ॥ १ ॥ यजुः० अ० ३ मं० ५

* હે ભગવાન્ ! આપ આસનપર વિરાજો.

\+ બેસું છું.

÷ હું આજ મારી પત્નીના ગર્ભસંસ્કાર નામક કર્મ કરવાને માટે આપનો સ્વીકાર કરું છું.

આ મંત્ર વડે વેદીમાં અગ્ન્યાધાન કરીને તેના ઉપર નાના નાના સમિધાઓના કકડા તથા કપૂર મૂકીને નીચેના મંત્ર બોલતા જવા અને વીંજણાવડે અગ્નિને પ્રદિપ્ત કરવો:--

ओं उद्बुध्यस्वाग्ने प्रतिजागृहि त्वमिष्टापूर्ते सᳪसृजेथामयं च । अस्मिन्त्सधस्थेऽअध्युत्तरस्मिन् विश्वेदेवा यजमानश्च सीदत ॥ यजुः० अ० १५ मं० ५४ ॥

જ્યારે અગ્નિ સમિધાઓમાં બરાબર પ્રદિપ્ત થવા માંડે ત્યારે ચંદન અથવા પલાશાદિથી ત્રણ સમિધા લઇને ઘીમાં બોળીને નીચેના એક એક મંત્રવડે તે અગ્નિમાં અર્પવી.—

ओं अयं त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्धस्व चेद्ध वर्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ॥ इदमग्नये जातवेदसे–इदन्न मम ॥ १ ॥ सौत्रमन्त्रः ॥

આ મંત્રવડે એક સમિધા--

ओं समिधाग्निं दुवस्यत घृतैर्बोधयतातिथिम् । आस्मिन् हव्या जुहोतन स्वाहा ॥ इदमग्नये–इदन्नमम ॥ ओं सुसमिद्धाय शोचिषे घृतं तीव्रं जुहोतन । अग्नये जातवेदसे स्वहा ॥ इदमग्नये जातवेदसे–इदन्नमम ॥ यजु० अ० ३ मं० १-२

આ બે મંત્રોવડે બીજી સમિધા અર્પવી.

ओं तन्त्वा समिद्भिरङ्गिरो घृतेन वर्द्धयामसि । बृहच्छोचा यविष्ठ्य स्वाहा ॥ इदमग्नयेऽङ्गिरसे इदन्न मम ॥ ४ ॥ यजु० अ०३ मं०३ इ०

આ મંત્ર વડે ત્રીજી સમિધા અર્પવી પછી નીચેના મંત્ર વડે ઘૃતાહુતિ પાંચ આપવી:—

ओ३म् अयन्त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्ववर्धस्व चेद्ध वर्द्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ॥ इदमग्नये जातवेदसे–इदन्न मम ॥ सौत्रमन्त्रः

તત્પશ્ચાત્ નિમ્ન લિખિત મંત્રોવડે વેદિની ચારે દિશાઓમાં પાણી છાંટવું:—

ओ३म् अदितेऽनुमन्यस्व ॥ પૂર્વમાં,

ओ३म् अनुमतेऽनुमन्यस्व ॥ પશ્ચિમમાં;

ओ३म् सरस्वत्यनुमन्यस्व ॥ ઉત્તરમાં;

ओ३म् देव सवितः प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिं भगाय । दिव्यो गन्धर्वः केतपूः केतं नः पुनातु वाचस्पतिर्वाचं न स्वदतु ॥ यजुः० अ० ३० मं० १

આ મંત્ર વડે વેદિની ચારે દિશાઓમાં પાણી છાંટવું. ત્યારપછી નીચે લખેલા મંત્રો બોલીને અઘારાવાજ્યભાગાહુતી ચાર તથા વ્યાહૃતિ આહુતિ ચાર આપવી. ઉપર પ્રમાણે આહુતિઓ આપ્યા પછી નિમ્ન લિખિત મંત્રો વડે ઘૃતની બે આહુતિઓ આપવી:—

ओ ३ म् अधास्यमेवपट्कृतं मत्कर्मणोऽत्यप्ररीरिचं देवा गातुविदःस्वाहा ॥ इदं देवेभ्यो गातुविदभ्यः । इदंन्न मम ॥ १ ॥ सौत्रमन्त्रः ॥

ओं अग्ने प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यस्याः पापी लक्ष्मीस्तनूस्तामस्या अपजहि स्वाहा–इदमग्नये–इदन्न मम ॥ १ ॥ ओं वायोप्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पापी लक्ष्मीस्तनूस्तामस्या अपजहि स्वाहा । इदं वायवे । इदन्न मम ॥ २ ॥ ओं चन्द्र प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पापी लक्ष्मीस्तनूस्तामस्या अपजहि स्वाहा । इदं चन्द्राय इदन्न मम ॥ ३ ॥ ओं सूर्य प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पापी लक्ष्मीस्तनूस्तमास्या अपजहि स्वाहा । इदं सूर्याय इदन्न मम ॥ ४ ॥ ओं अग्निवायुश्चन्द्रसूर्य्योः प्रायश्चित्तयो यूयं देवानां प्रायश्चित्तयः स्थ ब्राह्मणो वो नाथकाम उपधावामि यास्याः पापी लक्ष्मीस्तनूस्तामस्या अपहत स्वाहा ॥ इदमग्निवायुचन्द्रसूर्येभ्यः–इदन्न मम ॥ ५ ॥ ओं अग्ने प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पतिघ्नी तनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदमग्नये । इदन्न मम ॥ ६ ॥ ओं वायो प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पतिघ्नी तनूस्तामस्या अपजमि स्वाहा ॥ इदं वायवे–इदन्न मम ॥ ७ । ओं चन्द्र प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पतिघ्नी तनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं चन्द्राय इदन्न मम ॥ ८ ॥ ओं सूर्य प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पतिघ्नी तनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं सूर्य्याय । इदन्न मम ॥ ९ ॥ ओं अग्निवायुश्चन्द्रसूर्याः प्रायश्चित्तयो यूयं देवानां प्रायश्चित्तयः स्थ ब्राह्मणो वो नाथकाम उपधावामि यास्याः पतिघ्नी तनूस्तामस्या अपहत स्वाहा ॥ इदमग्निवायुचन्द्रसूर्येभ्यः। इदन्न मम ॥ १० ॥ ओं अग्ने प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अनुत्र्यास्तनूस्तामस्या अपजहि स्वाहा । इदं वायवे । इदन्न मम ॥ ११ ॥ ओं वायो प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपुत्र्यास्तनूस्तामस्या अपजहि स्वाहा । इदमग्नये । इदन्न मम ॥ १२ ॥ ओं चन्द्र प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपुत्र्यास्तनूस्तामस्या अपजहि स्वाहा । इदं चन्द्राय । इदन्न मम ॥ १३ ॥ ओं सूर्य प्रायश्चिते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपुत्र्यास्तनूस्तामस्या अपजहि स्वाहा इदं सूर्याय इदन्न मम ॥ १४ ॥ ओं अग्निवायुश्चन्द्रसूर्याः प्रायश्चितयो यूयं देवानां प्रायश्चित्तयः स्थ ब्राह्मणो वो नाथकाम उपधावामि यास्या अपुत्र्यास्तनूस्तामस्या

अपहत स्वाहा । इदमग्निवायुचन्द्रसूर्येभ्यः । इदन्न मम ॥ १५ ॥ ओं अग्ने प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपसव्यास्तनुस्तामस्या अपजहि स्वाहा । इदमग्नये । इदन्न मम ॥ १६ ॥ ओं वायो प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपसव्यास्तनूस्तामस्यां अपजहि स्वाहा । इदं वायवे । इदन्न मम ॥ १७ ॥ ओं चन्द्र प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपसव्या स्तनूस्तामस्या अपजहि स्वाहा । इदं चन्द्राय । इदन्न मम ॥ १८ ॥ ओं सूर्य प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपसव्या तनूस्तामस्या अपजहि स्वाहा । इदं सूर्याय । इदन्न मम ॥ १९ ॥ ओं अग्निवायुचन्द्रसूर्याः प्रायश्चित्तयो यूयं देवानां प्रायश्चित्तयः स्थ ब्राह्मणो वो नाथकाम उपधावामि यास्या अपसव्या तनूस्तामस्या अपहत स्वाहा । इदमग्निवायुचन्द्रसूर्येभ्यः । इदन्न मम ॥ २० ॥

આ વીશ મંત્રોપી આહુતી આપવી * અને આ વિશ આહુતી આપ્યા પછી જે કંઇ ઘી બચે તે કાંસાના પાત્રમાં કાઢીને રાખી દેવું ત્યાર પછી ભાતની આહુતી આપવા નીચે પ્રમાણે વિધિ કરવો. એક ચાંદી અથવા કાંસાના પાત્રમાં ભાત રાખીને તેમાં ઘી દુધ તથા શાકર મેળવી તેને થોડી વાર રાખી જ્યારે ઘી વીગેરે ભાતમાં એક રસ થઇ જાય ત્યારે નીચે લખ્યા પ્રમાણે એકેક મન્ત્રથી એક આહુતી અગ્નિમાં આપવી અને સ્રુવામાંનું શેષ પાસે રાખેલાં કાંસાના જળ પાત્રમાં મુકતાં જવું.

ओं अग्नये पवमानाय स्वाहा ॥ इदमग्नये पवमानाय । इदन्न मम ॥ १ ॥ ओं अग्नये पावकाय स्वाहा इदमग्नये पावकाय इदन्न मम ॥ २ ॥ ओं अग्नये शुचये स्वाहा ॥ इदमग्नये शुचये । इदन्न मम ॥ ३ ॥ ओं अदित्यै स्वाहा ॥ इदमदित्यै इदन्न मम ॥ ४ ॥ ओं प्रजापतये स्वाहा । इदं प्रजापतये । इदन्न मम ॥ ५ ॥ ओं यदस्य कर्मणोऽत्यरीरिचं यद्वा न्यूनमिहाकरम् । अग्निष्टत्स्विष्टकृद्विद्यात्सर्वं स्विष्टं सुहुतं करोतु मे । अग्नये स्विष्टकृते सुहुतहुते सर्वप्रायश्चित्ताहुतीनां कामानां समर्धयित्रे सर्वान्नः कामान्समर्धय स्वाहा ॥ इदमग्नये स्विष्टकृते । इदन्न मम ॥ ६ ॥

આ છ મંત્રોથી ભાતની આહુતી આપવી પછી પૂર્વે સામાન્ય પ્રકરણમાં પૃષ્ઠ ૧૬ તથા ૧૭ માં લખ્યા પ્રમાણેની અષ્ટ આજ્યાહુતિ આપવી તથા નિમ્નલિખિત મન્ત્રોથી પણ આજ્યાહુતી દેવી.

---

* આ વીશ આહુતિઓ દેતી વખતે સ્ત્રી પોતાનો જમણો હાથ વરના જમણા સ્કંધને અડાડી રાખે.

विष्णुर्योनिं कल्पयतु त्वष्टा रूपाणि पिंशतु । असिंञ्चतु प्रजापतिर्धाता गर्भं दधातु ते स्वाहा ॥ १ ॥ गर्भं धेहि सिनीवालि गर्भं धेहि सरस्वति । गर्भं ते अश्विनौ देवावाधंत्तां पुष्करस्रजा स्वाहा ॥ २ ॥ हिरण्ययी अरणीयं निर्मन्थतोऽअश्विना । तं ते गर्भं हवामहे दशमे मासि सूतंवे स्वाहा ॥ ३ ॥ ऋ० मं० १० । सू० ८४ ॥

रेतो मूत्रं विजंहाति योनिं प्रविशदिन्द्रियम् । गर्भो जरायुणावृंत उल्वं जहाति जन्मना ॥ ऋतेन सत्यमिंद्रियं विपानंᳬ शुक्रमन्धंस इन्द्रंस्येन्द्रियमिदं पयोऽमृतं मधु स्वाहा ॥ ४ ॥ यत्ते सुसीमे हृदयं दिवि चन्द्रमसि श्रितम् । वेदाहं तन्मां तद्विद्यात् ॥ पश्येम शरदः शतं जीवेम शरदः शतᳬ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयंश्च शरदः शतात् स्वाहा ॥ ५ ॥ यजुर्वेदे ॥

यथेयं पृथिवी मही भूतानां गर्भमादधे ॥ एवा ते ध्रियतां गर्भोऽअनु सूतुं सवितवे स्वाहा ॥ ६ ॥ यथेयं पृथिवीमही दाधारेमान् वनस्पतीन् । एवा ते ध्रियतां गर्भो अनु सूतुं सवितवे स्वाहा ॥ ७ ॥ यथेयं पृथिवी मही दाधार पर्वतान् गिरीन् एवा ते ध्रियतां गर्भो अनु सूतुं सवितवे स्वाहा ॥ ८ ॥ यथेयं पृथिवी मही दाधार विष्ठितं जगत् । एवा ते ध्रियतां गर्भोऽ अनु सूतुं सवितवे स्वाहा ॥ ९ ॥ अथर्व० कां० ६ । सू० १७ ॥

આ નવ મંત્રોથી નવનીની અને મોહનભાગની આહુતી આપી નીચે પ્રમાણે ધૃતાહુતી આપની.

ओं भूरग्नये स्वाहा इदमग्नये । इदन्न मम ॥ १ ॥ ओं भुवर्वायवे स्वाहा । इदं वायवे इदन्न मम ॥ २ ॥ ओं स्वरादित्याय स्वाहा । इदमादित्याय इदन्न मम ॥ ३ ॥ ओम् अग्निवाय्वादित्येभ्यः प्राणापानव्यानेभ्यः स्वाहा । इदमग्निवाय्वादित्येभ्यः प्राणापानव्यानेभ्यः । इदन्न मम ॥ ४ ॥

ओम् अयास्यग्नेर्वषट्कृतं यत्कर्मणोऽत्यरीरिचं देवा गातुविदः स्वाहा । इदं देवेभ्यो गातुविद्भ्यः । इदन्न मम ॥ १ ॥ ओं प्रजापतये स्वाहा । इदं प्रजापतये । इदन्न मम ॥ २ ॥

ओं प्रजापतये स्वाहा । इदन्न मम ॥

ઉપર પ્રમાણે સઘળી આહુતિઓ આપ્યા પછી ઉપના મંત્ર વડે સ્વિષ્ટકૃત આહુતિ ઘીની આપવી.

*ओं यदस्य कर्मणोऽत्यरीरिचं यद्वा न्यूनमिहाकरम् । अग्निष्टत्स्विष्टकृद्विद्यात्सर्वं स्विष्टं सुहुतं करोतु मे । अग्नये स्विष्टकृते सुहुतहुते सर्वप्रायश्चित्ताहुतीनां कामानां समर्द्धयित्रे सर्वान्नः कामान्त्समर्द्धय स्वाहा ॥ इदमग्नये स्विष्टकृते इदन्न मम ॥ शत० ब्रा० कां० १४ अ० ९ प्र० ७ कं० ५

આ સર્વ આહુતિઓ થઈ રહ્યા પછી પ્રત્યેક આહુતિ આપતી વખતે સ્રુવામાનું શેષ ઘી જે કાંસાના ઉદક પાત્રમાં એકઠું કરતા આવ્યા હોય તે યજમાન પત્નીએ લઈ સ્નાનઘરમાં જઈ પોતાના શરીરે પગના નખથી તે માથા સુધી ચોળીને પછી ગરમ પાણીથી સ્નાન કરવું તત્પશ્ચાત્ શુદ્ધવસ્ત્રથી શરીર કોરૂં કરી, શુદ્ધ વસ્ત્ર ધારણ કરી કુંડપાસે આવવું વહુ આવે ત્યારપછી વધુવર બન્નેએ કુંડની પ્રદક્ષિણા કરીને સૂર્યનું દર્શન કરવું અને તે વખતે નિમ્ન લિખિત મંત્ર વડે પરમેશ્વરનું ઉપસ્થાન કરવું—

*ओं आदित्यं गर्भं पयसा समङ्ग्धि सहस्रस्य प्रतिमां विश्वरूपम् । परिवृङ्धि हरसा माभिमंस्थाः शतायुषं कृणुहि चीयमानः ॥ १ ॥ यजु० अ० १३ म० ४१॥ सूर्यो नो दिवस्पातु वातो अन्तरिक्षात् । अग्निर्नः पार्थिवेभ्यः ॥२॥ ज्योषा सवितर्यस्य ते हरः शतं सवाँ अर्हति । पाहि नो दिद्युतः पतन्त्याः ॥ ३ ॥ चक्षुर्नो देवः सविता चक्षुर्न उत पर्वतः । चक्षुर्धाता दधातु नः ॥ ४ ॥ चक्षुर्नो धेहि चक्षुषे चक्षुर्विख्यै तनूभ्यः । सं चेदं वि च पश्येम ॥ ५ ॥ सुसन्दृशं त्वा वयं प्रतिपश्येम सूर्य । विपश्येम नृचक्षसः ॥ ६ ॥ ऋ० मं० १० अ० १२ सू० १५८ म० १-२-३-४-५॥

---

*(यदस्यकर्म०) હે સજ્જન રક્ષક પ્રભો! યજ્ઞના મંત્રો તથા ગાન વિદ્યામાં નિપુણ વિદ્વાનો વડે કરેલા આ કર્મમાં જે ન્યુનતા રહી હોય તે ક્ષમા કરો.

(आदित्य गर्भं०) હે પરમાત્મન્ આ ગર્ભને સુખપૂર્વક વધાર, તથા આદિત્યવત્ તેજસ્વી કર, ગર્ભને અમૃતને ભાગી કર તથા જગતના રૂપ વાળો હજારો મનુષ્યોમાં તે એક દષ્ટાંતરૂપ થાય તેમ કર, તેના સર્વ દુઃખોનું હરણ કર. આ ગર્ભનું હનન ન કરતાં તે સો વર્ષ સુધી જીવે તેમ કરજે ૧

(सूर्यो नो०) ધુલોકમાંથી થનારા વિઘ્નોથી જગદુત્પાદક પરમાત્મા અમારૂં રક્ષણ કરો, અન્તરિક્ષમાંથી થનારા વિઘ્નોથી ચરાચર જગત્ વ્યાપી પરમાત્મા અમારૂં રક્ષણ કરો, તથા પાર્થિવ પદાર્થોથી થનારા વિઘ્નોથી જ્ઞાનસ્વરૂપ પરમાત્મા અમારૂં રક્ષણ કરો.

(ज्योषा सवि०) હે જગદીશ્વર! અનેક પ્રકારે દુષ્ટ જનોનું હનન કરનાર તારા બાહુ અમને ત્રિવિધ દુઃખથી રક્ષો.

(चक्षु न) જગદુદ્ધારક પરમાત્મા અમારી દૃષ્ટિને સૂર્ય સમાન તેજસ્વી અને પર્વત સમાન દૃઢ કરો.

ઉપર પ્રમાણે પરમાત્માનું ઉપસ્થાન કર્યાપછી વધૂં નીચે પ્રમાણે વાક્ય બોલીને પતિને નમસ્કાર કરે:—

**ओं ( अमुक ( १ ) गोत्रा शुभदा, अमुक ( २ ) अहं भवन्तमभिवादयामि *)**

આ પ્રમાણે પતિને નમસ્કાર કર્યા પછી પોતાના માતાપિતા પિતામહાદિ અથવા જે કોઇ બીજા માનનીય પુરૂષો તથા પતિની માતા તથા કુટુંબની અન્ય વૃદ્ધ સ્ત્રીઓ આવ્યાં હોય તેને પણ એજ પ્રમાણે નમન કરે. આ પ્રમાણે વધૂવરના ગોત્રમાં ભળે અર્થાત્ વધું પત્નીત્વ અને વર પતિત્વને પ્રાપ્ત થયા પછી બન્ને જણે શુભાસન ઉ૫ર પૂર્વાભિમુખે વેદીના પશ્ચિમભાગમાં બેસીને વામદેવ્ય ગાન કરવું. તત્પશ્ચાત્ યથોક્ત ( ૩ ) ભોજન બન્ને જણે કરવું; અને પુરોહિતાદિ સર્વ

---

( **चक्षुर्नो धेहि०** ) હે જગદીશ્વર! અમારી આંખો તથા અમારાં સંતાનોની આંખોમાં દિવ્ય દૃષ્ટિ આપો, કે જેથી અમે સારી રીતે જોઇ શકીએ.

( **सुसन्दृशं०** ) હે જગદુત્પાદક પ્રભો! અમે તારી પેઠે સજ્જનોને સમાનદૃષ્ટિથી અને દુષ્ટોને ક્રોધની દૃષ્ટિથી જોઇએ.

૧ અમુક શબ્દની જગાએ પતિના ગોત્રનું નામ બોલવું.

૨ અમુક શબ્દની જગાએ સ્ત્રીએ પોતાનું નામ બોલવું.

* અમુક ગોત્રા અમુક હું આપને અભિવંદન કરૂં છું.

૩ . ઉત્તમ સંતાન ઉત્પન્ન કરવાનો મુખ્ય આધાર પતિપત્નીના આહાર ઉપર છે. માટે તેમણે પોતાના શરીર તથા આત્માની પુષ્ટિને માટે બલ તથા બુદ્ધિ આદિ વર્દ્ધક સર્વૌષધીનું સેવન કરવું જોઇએ **स यः कामयेत महत्प्राप्नुया मित्युदगयन आपूर्यमाणपक्षे पुण्याहे द्वादशाहमुपसद्व्रतीभूत्वौदुंबरे क ँसे चमसेवा सर्वौषधं फलानीति सम्भृत्य परिसमुह्य परिलिप्याग्नि मुपसमाधायावृताज्य ँ संस्कृत्य पु ँसा नक्षत्रेण मन्थ ँ संनीय जुहोति ॥ शतपथ ब्रा० कां० १४ अ० ९ ब्रा० ८ कं० १** ( ભાષાન્તર કર્તા )

અર્થ:—જે પુરૂષની કામના હોય કે મારે મહા શ્રેષ્ઠ ગુણયુક્ત સંતાનની પ્રાપ્તિ કરવી છે તેણે પોતાની પ્રસન્નતાને દિવસથી બાર દિવસ સુધી વ્રત અર્થાત્ મિતાહારી થઇને, ઉમરડાના લાકડાનું એક પાત્ર જમાય તેવું અને તેજ લાકડાની રવઇ બનાવરાવીને તેમાં દૂધની સાથે ઔષધી મેળવીને તેને જમાવવી; અને દહીં બને એટલે તેને વલોવીને તેનું ઘી કરવું. આ ઘીમાંથી થોડું ઘી લઇને દરરોજ સુગંધીત હવન સામગ્રીની સહિત સાયંપ્રાતઃ અગ્નિહોત્ર કરવો અને તે ઘી પતિપત્નીએ ખાવું. સર્વૌષધી નીચે પ્રમાણે છે:—આંબાહળદર, ખાવાની હળદર, ચંદન મોરવેલ, કુટ, જટામાંસી, મુરા, શિલાજીત, કપુર, નાગરમોથ, અને ભદ્રમોથ.

આ ઔષધીને મેળવવાનું તથા તેનું ઘી બનાવવાનું પ્રમાણ આ પ્રમાણે છે. ઉપરની સઘળી ઔષધી સમાન ભાગે લઇને તેને ખાંડીને બારીક કરવી. પછી એક શેર ગાયના દૂધમાં નવટાંક ઔષધી મેળવી તે દુધને જમાવવું. તેનું દહીં થયા પછી વલોવી માખણ કાઢવું, અને તેને તાવીને ઘી કરવું. પછી તે ઘીમાં એક શેર ઘીએ એક રત્તી કસ્તુરી, એક માસો કેશર અને એક માસો જાયફલાદિ સુગંધી પદાર્થ મેળવવાં. અને ૫૪ ઉપર લખેલ **विष्णुर्योनिम्-** ઇત્યાદિ સાત મંત્રોવડે સવારસાંજ અગ્નિહોત્ર સમયેજ આહુતિ આપવી અને બાકીના ઘીનું પતિ

મંડળીને સન્માનાર્થે યથાશક્તિ ભોજન કરાવીને આદરસત્કારપૂર્વક સર્વને વિદાય કરવાં.

તત્પશ્ચાત્ રાત્રિમાં નિયમિત સમયે જ્યારે બંન્નેનાં શરીર આરોગ્ય, મન અત્યંત પ્રસન્ન અને બંનેમાં અત્યન્ત પ્રેમની વૃદ્ધિ થઇ હોય તે સમયે ગર્ભાધાન ક્રિયા કરવી. ગર્ભાધાનનો સમય રાત્રિનો પ્રથમ પ્રહર વીત્યા પછીથી એક પ્રહર રાત્રિ બાકી રહે ત્યાં સુધીનો છે. ગર્ભાધાન ક્રિયા વખતે જ્યારે વીર્ય સ્ખલનનો સમય થાય ત્યારે બંને જણે સ્થિર શરીર તથા પ્રસન્ન વદન થઇને * મુખના સામે મુખ તથા નાસિકાદિની સામે નાસિકાદિ અવયવો રાખી પુરૂષે વીર્યનો પ્રક્ષેપ કરવો. આ સમયે પુરૂષે પોતાનો શ્વાસ નીચો છોડવો; અને સ્ત્રીએ પોતાની મૂત્રેન્દ્રિય તથા યોનીન્દ્રિનું શ્વાસની ઉપરગતિદ્વારા સંકોચન કરી વીર્યને ગર્ભાશયમાં સ્થિત કરવું. તત્પશ્ચાત્ જ્યારે બંનેના શરીર તથા નાડીની ચેષ્ટા શિથિલ થઇ જાય ત્યારે બંનેએ પૃથક થઇ, દશ પંદર મિનિટ રોકાઇને સ્નાન કરવું. જો આ વખતે શિયાળો હોય તો પ્રથમ કેસર, કસ્તુરી, જાયફળ, જાવિત્રી, તથા ઇલાયચી નાખીને ગરમ કરી રાખેલું ઠંડું દૂધ યથારૂચિ પીને સ્નાન કર્યા વિના પૃથક પૃથક સુઇ જવું. જો સ્ત્રીપુરૂષને દૃઢ નિશ્ચય થાય કે ગર્ભ સ્થિર થઇ ગયો તો બીજેજ દિવસે નીચે લખેલ મંત્રો વડે ઘૃતાહુતિ આપવી, અને જો ગર્ભ રહ્યાનો દૃઢ નિશ્ચય ન હોય તો એક માસ પછી રજસ્વલા થવાના સમયે સ્ત્રી રજસ્વલા ન થાય તો નિશ્ચય જાણવું કે ગર્ભ સ્થિત થયો છે; અને આ પ્રમાણે જાણ્યા પછી નમ્ન લિખિત મંત્રો વડે આહુતિ આપવી. મતલબ બીજે દિવસે અથવા બીજા મહિનાના આરંભમાં આહુતિ આપવી—

*यदि नाधीयात् तृतीये गर्भमासे तिष्येणो पोषितायाः सद्रूपनस्तस्या गोदेय

---

પત્નીએ સેવન કરવું. આ ઘીનું સેવન ભાત અથવા ઘઉંના ખોરાક સાથે સેવન કરવું. આ પ્રમાણે યથારૂચિ ભોજન કરી ગર્ભસ્થાપન કરે તો સુશીલ, વિદ્વાન, દીર્ઘાયુ, તેજસ્વી, સુદૃઢ તથા નિરોગી પુત્ર ઉત્પન્ન થાય

अथ य इच्छेत् । दुहिता मे पण्डिता जायेत सर्वमायुरियादिति दध्योदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नियाताम् ॥ शतपथ ब्रा० कां० १८ अ० ९

જેને એવી ઇચ્છા હોય કે મને વિદુષી અને સો વર્ષથી જીવે તેવી પુત્રીની પ્રાપ્તિ થાય તેણે પૂર્વોક્ત દહીંની સાથે તલ તથા ચોખા રાંધીને પૂર્વોક્ત ઘી સહિત ખાવા. આ પ્રમાણે કરવાથી ઉત્તમ કન્યા પણ થાય છે કારણ કે:— आहार शुद्धौ सत्त्व शुद्धिः सत्व शुद्धौ ध्रुवा स्मृतिः ॥ छान्दोग्योपनि० अ०७ खं० २६ मं० २

અર્થાત્ મદ્યમાંસાદિ રહિત ઘૃત, ઘઉં દૂધ, ચોખા આદિ શુદ્ધ આહારનું સેવન કરવાથી અન્તઃકરણની શુદ્ધિ, બળ, પુરૂષાર્થ, આરોગ્ય તથા બુદ્ધિની પ્રાપ્તિ થાય છે માટે પૂર્ણ યુવાવસ્થામાં વિવાહ કરી ઉપર લખ્યા પ્રમાણે ગર્ભાધાન કરે તો સન્તાન તથા કુલ નિત્યપ્રતિ ઉત્કૃષ્ટતાને પ્રાપ્ત થાય. જેમ સર્વ પદાર્થોને ઉત્કૃષ્ટ બનાવવાની વિદ્યા છે, તેમ સન્તાનોને ઉત્કૃષ્ટ કરવાની આ જ વિદ્યા છે. માટે મનુષ્યોએ આના ઉપર બહુજ ધ્યાન આપવું જોઇએ. કારણ કે એમ ન થવાથી કુલની હાનિ નીચની અને તે પ્રમાણે થવાથી કુલની વૃદ્ધિ તથા ઉત્તમતા અવશ્ય થાય છે.

* अथ यामिच्छेत् । गर्भं दधीतेति तस्यामर्थं निष्ठाप्य मुखेन मुखꣳ सन्धाया पान्याभिप्रायाण्यादिन्द्रियेण ते रेतसा रेत आदधामीति गर्भिण्ये व भवति ॥ शतपथ ब्रा०कां० १४ अ० ९ प्र ७ आ ४ कं १०

नि मासौ यवं च दधि प्रसृतेन प्राशयेत् ॥ १ ॥ किं पिबसि छिं पिबसीति पृष्ट्वा पुंसवनं पुंसवन निति त्रिः प्रतिजानीयात् ॥ २ ॥ आश्व० गृ० अ० १ खं० १३ सू०२–३ (ભાષાન્તર કર્તા)

सा यदि गर्भं न दधीत सिंह्याः श्वेतपुष्पा उपोष्य पुष्येण मूलमुत्थाप्य चतुर्थेऽहनि स्नानायां निशायामुदपेषं पिष्ट्वा दक्षिण नासिकायामासिञ्चति ॥ पारस्कर गृह्यसूत्र अ० १ । कं० १३ । सू० १ ।

यथा वातः पुष्करिणीं समिङ्ग्यति सर्वतः । एवा ते गर्भ एजतु निरैतु दशमास्यः स्वाहा ॥ १ ॥ यथा वातो यथा वनं यथा यथा समुद्र एजति । एवा त्वं दशमास्य सहावेहि जरायुणा स्वाहा ॥ २ ॥ दश मासाञ्छशयानः कुमारो अधि मातरि। निरैतु जीवो अक्षतो जीवो जीवन्त्या अधि स्वाहा ॥ ३ ॥ ऋ० मं० ५ सू० ७८ मं० ७–८–९

एजतु दशमास्यो गर्भो जरायुणा सह । एवायं वायु रेजति ॥ यथा समुद्र एजति । एवायं दशमास्यो अस्रज्जरायुणा सह स्वाहा ॥ १ ॥ यस्यै ते यज्ञियो गर्भो यस्यै योनिर्हिरण्ययी । अङ्गा न्यह्रुता यस्य तं मात्रा समजीगम * स्वाहा ॥ २ ॥ यजुः ० अ० ८मं० २८–२९

---

* જો બે ઋતુકાલ વ્યર્થ જાય અર્થાત્ બે માસમાં બેવાર ગર્ભાધાન ક્રિયા નિષ્ફલ જાય—ગર્ભ-સ્થિતિ ન થાય તો ત્રીજા માસમાં ઋતુકાલ આવે ત્યારે પુષ્ય નક્ષત્ર યુક્ત દિવસના પ્રાતઃકાલમાં પ્રથમ વિઆયેલી ગાયનું દહીં બે માસા અને જવના દાણાને રોકીને તેનો લોટ બનાવીને તે બેમાસા લઇ તે બંનેને મેળવવાં; અને પોતાની પત્નીના હાથમાં આપીને પતિએ પૂછવું કે "किं पिबसि" (શું પીયે છે?) આ પ્રમાણે ત્રણવાર પૂછવું; અને આ વખતે સ્ત્રી પોતાના પતિને દરેક ફેરે "पुंसवनम्" (પુંસવન) એ પ્રમાણે બોલીને એના પ્રશ્નનો જવાબ આપે અને તે મિશ્રણને ત્રણ વાર ચાટતી જાય. ત્યારપછી શંખાવળી તથા સફેદ ફુલની ભોય રીંગણીને પાણીમાં બારીક વાટી તેને કપડામાં નાખી દબાવીને રસ કાઢવો; અને આ રસ રાત્રિને સમયે પતિએ પોતાની પત્નીની ડાબી નાસિકામાં સિંચન કરવો અને નીચેના મંત્ર વડે ઇશ્વરની પ્રાર્થના કરવીઃ—

ओ३म् इयमोषधी त्रायमाणा सहमाना सरस्वती । अस्या अहं बृहत्याः पुत्रः पितु रिव नाम जग्रभम् ॥ पा० गृ० सू० कां० १ । कं० १३ । सू० १ ॥

ભાવાર્થઃ-હે પરમાત્મન! આ ઔષધીઓના ગર્ભની રક્ષા કરનાર, સહનકારક શુદ્ધ, વાગિન્દ્રિય-કારક થાઓ, આ સ્ત્રીનો પુત્ર આપના કૃપાથી મોટો થાય અને તેનું નામ હું પાડું.

આ પ્રમાણે ગર્ભાધાન ક્રિયા કરવી એવો સૂત્રકારોનો મત છે.

વિવાહિત સ્ત્રિપુરુષોએ પરસ્પર એક બીજાને ચહાવાં જોઇએ અને ત્યારપછી ગર્ભાધાનની ઇચ્છા કરવી. તે બંને જણે ગર્ભસ્થાપન સમયે અર્થાત્ જ્યારે વીર્યસ્ખલનનો સમય થાય ત્યારે બન્નેએ સ્થિર થઇ પોતાનાં શરીર સીધાં રાખી પ્રત્યેક અથવા એક બીજાના અવયવની સામે રાખી વીર્યનું સેચન અને આકર્ષણ કરવું.

पुमा ँ सौ मित्रावरुणौ पुमा ँ सावश्विनावुभौ । पुमानग्निश्च वायुश्च पुमान् गर्भस्त वोदरे स्वाहा ॥ १ ॥ पुमानग्निः पुमानिंद्रः पुमान्देवो बृहस्पतिः । पुमा ँ सं पुत्रं विन्दस्व तंपुमाननु जायतां स्वाहा ॥२॥ सामवेदमंत्र ब्रा० प्रपा०१ खं० ४ मं०८–९

આ મંત્રોવડે આહુતિઓ આપીને—

ओम् सर्वं वै पूर्ण ँ स्वाहा ॥

આ મંત્ર વડે પૂર્ણાહુતિ આપવી. ત્યાર બાદ સ્ત્રીના ભોજન છાદનનો સુનિયમ કરવો. અર્થાત્ તેને કોઇ પણ જાતનો માદક મદ્યઆદિ, રેચક હરડે આદિ ક્ષાર અધિક મીઠું, અધિક ખાટું; રૂક્ષ જવકે ચણા આદિ તથા અતિ તીખા મરચાં વેગેરે કદી પણ ખાવા ન દેવું; પરંતુ ઘી, દુધ, મિષ્ટાન્ન, સોમલતા અર્થાત્ ગળો આદિ પૌષ્ટિક ઔષધિ, ભાત, દહી ( મોટું ) ઘઉં, અડદ, મગ, તુવરની દાળ આદિ અન્ન તથા પુષ્ટિકારક શાક ખાવા દેવાં. આ પદાર્થોની સાથે ઋતુ ઋતુના મશાલા ગર્મીમાં ઠંડા ઇલાયચી વેગેરે તથા શરદીમાં કેશર, કસ્તુરી આદિ નાખીને ખાવાં. યુક્ત આહાર વિહાર સદા કરવાં * દહીંમાં શુંઠ તથા બ્રાહ્મી ઔષધીનું સેવન સ્ત્રીએ વિશેષ કરી કરવું જેથી સંતાન અતિ બુદ્ધિમાન, રોગરહિત અને શુભગુણકર્મસ્વભાવવાળું થાય.

इति गर्भाधानविधिः समाप्तः ॥

---

જેમ વાટિકાસ્થ જલાશયના જલને વાયુ ધીરેધીરે હલાવે છે તેમ હે સ્ત્રી! તારા ગર્ભ પ્રાણાદિ શક્તિયુક્ત થઇને ધીરે ધીરે ચેષ્ટા કરે તથા સુખપૂર્વક દશમે માસે જન્મ પામે ૧.

જેમ વાયુ, વન તથા સમુદ્ર ધીરે ધીરે ચેષ્ટા કરે છે, તેમજ હે ગર્ભ! તું પરમાત્માની કૃપાથી જરાયુ સહિત પૂર્ણદશમા માસ સુધી ગર્ભમાં ધીરે ધીરે ચેષ્ટા કરીને પછી સુખપૂર્વક બહાર આવ ૨.

માતાના ઉદરમાં દશ માસસુધી શયન કરીને અક્ષત જીવિત કુમાર બહાર આવે; તથા તેની માતા પણ નિરોગી અને તે જન્મેલો બાલક પણ આનંદપૂર્વક રહે એવી કૃપા પરમાત્મા અમારા ઉપર કરો.

હે પરમાત્મન્! જેવી રીતે પવન ચાલે છે, અથવા સમુદ્ર પોતાના તરંગોમાં ઉછળે છે તેવી રીતે અમારો આ ગર્ભ પૂર્ણ દશમાસ સુધી ક્રમથી વધે અને બરાબર દશ માસનો થઇનેજ જન્મો!

હે પરમાત્મન્! આ રોગરહીત શુદ્ધ ગર્ભાશયવાળી સ્ત્રીમાં જે યત્નને યોગ્ય ગર્ભ છે, તથા જે ગર્ભનાં સુંદર અંગ છે એ વાતે આ ગર્ભની કામના કરનારી સ્ત્રીની સાથે સમાગમ કરીને ધર્મયુક્ત ક્રિયાથી બરાબર ગર્ભની પ્રાપ્તિ કરું.

* આ દહીં ઘેર જમાવું અને તદ્દન મોળું અને મલાઇવાળું હોવું જોઇએ; અને તેમ નબને તો ગાયનું ઉત્તમ દુધ લેવું તે વધારે સારૂં.

ગર્ભ વૃધ્ધ્યુપાયઃ—वरी विश्वा च गंधा च मधुकं भृंगराट् समम् । अजादुग्धेन पानं तु नार्या गर्भस्य वृद्धिकृत् ॥

શતાવરી, સુંઠ, આસન, જેઠીમધ, ભાંગરો આ વસ્તુઓને સમભાગે લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરીને તેમાંથી પાનોલો બકરીના તાજા પાશેર દુધ જોડે પાવાથી ગર્ભની વૃદ્ધિ સારી થાય છે.

ગર્ભસ્ત્રવણોપાયઃ—पीत्वा तंदुल तोयेन तंदुलीयस्य जटा ऋतौ । पतद्गर्भा च यानारी स्थिरगर्भा प्रजायते ॥

તાંદળજાની ભાજીનાં મૂળીયાં ઋતુસમયે ચોખાના ધોવરા–મણમાં વાટીને પીએ તો જે સ્ત્રીનો ગર્ભ બીજે, ત્રીજે અગર ચોથે માસે સ્ત્રવીજતો હોય તે બંધ થઇ સ્થિર ગર્ભા થાય છે. ( ભા. ક. )

# अथ पुंसवनम् ॥

પુંસવન સંસ્કારનો સમય ગર્ભસ્થિતિનું જ્ઞાન થયાના સમયથી બીજા અથવા ત્રીજા માસ સુધી છે. એજ વખતે પુંસવન સંસ્કાર થવો જોઇએ; જેથી પુરૂષત્વ અર્થાત્ વીર્યનો લાભ થાય. જ્યાં સુધી બાળકનો જન્મ થયા પછી બે માસ વીતી ન જાય ત્યાં સુધી પુરૂષે બ્રહ્મચારી રહેવું અને સ્વપ્નમાં પણ વીર્યનો નાશ ન થવા દેવો. ભોજન છાદન, શયન, જાગરણાદિ વ્યવહાર એવી રીતે કરવો કે જેથી વીર્ય દૃઢ રહીને બીજું સન્તાન પણ ઉત્તમ બલિષ્ઠ થાય.

प्रमाणोः—

पुमा१ँसौ मित्रावरुणौ पुमा१ँ सा वश्विनावुभौ ।
पुमानग्निश्च वायुश्च पुमान् गर्भस्तवोदरे ॥ १ ॥
पुमानग्निः पुमानिन्द्रः पुमान्देवो बृहस्पतिः ।
पुमा१ँसं पुत्रं विन्दस्व तं पुमाननु जायताम् स्वाहा ॥ २ ॥
सामवेदमन्त्र ब्राह्म० प्रपा० १ खं० ४ मं ८—९

शमीमश्वत्थआरूढस्तत्र पुंसवनं कृतम् ।
तद्वै पुत्रस्य वेदनं तत्स्त्रीष्वा भरामसि ॥ १ ॥
पुंसि वै रेतो भवति तत्स्त्रियामनुषिच्यते ॥
तद्वै पुत्रस्य वेदनं तत्प्रजापतिरब्रवीत् ॥ २ ॥
प्रजापतिरनुमतिः सिनीवाल्यचीक्लृपत् ।
स्त्रैषूयमन्यत्र दधत्पुमांसमु दधादिह ॥ ३ ॥
अथर्व० कां० ६ सू० ११

---

( पुमा१ँसौ० ) જેમ પ્રાણ અને અપાન, આશ્વિનૌ—પૃથ્વી તથા આકાશ અગ્નિ તથા વાયુ પુરૂષગુણયુકત છે; તેમજ તારા ઉદરમાં પુરૂષરૂપ ગર્ભ થયો અને તેનું તું યથાવત્ સંરક્ષણ કર. ૧

( पुमानग्निः० ) હે સ્ત્રિ! જઠરાગ્નિ, વાયુ, સૂર્ય એ જેવા પુરૂષગુણયુકત છે તેવો પુત્ર તને પ્રાપ્ત થાઓ; તથા તેના પછી પણ બીજા તેવાજ પુત્રો ઉત્પન્ન થાઓ ૨.

( शमीमश्वत्थ० ) જેમ શમી વૃક્ષપર પીંપળો આરૂઢ થાય છે, તેમ શમી સ્થાનીય સ્ત્રી અને અશ્વત્થ ( પિંપળો ) સ્થાની પુરૂષ, એ બન્નેના સમાગમ પૂર્વક ગર્ભસ્થિતિ કરીને પુંસવન—પુરૂષત્વનો લાભ લેવાય છે. આમાં વિપરીતતા થયાથી નથી થતો. પુત્રની પ્રાપ્તિનો આજ ઉપાય છે; માટે વીર્ય સેચનદ્વારા ગર્ભનું ધારણ પોષણ અમે કરીએ છીએ.

( पुंसि वै० ) પુરૂષમાં વીર્ય ઉત્પન્ન થાય છે, અને તેને સ્ત્રીમાં સેચન કરે છે. આજ ઉપાય પુત્ર પ્રાપ્તિનો છે: અને તે પરમાત્માએ સૌને ઉપદેશ કરેલો છે ૨.

( प्रजापति० ) તે પ્રજાપતિ—પરમાત્મા સર્વવિદ્યા તથા ધર્મનો ઉપદેષ્ટા છે, પ્રેમાદિ ઉત્તમ વ્યવહારો વડે જે બનવાય છે, તથા જે સુકુમાર્યાદિ ગુણયુકત અથવા ઉત્તમ કેશ

આ મંત્રોનો અભિપ્રાય એજ છે કે પુરૂષે વીર્યવાન્ થવું જોઈએ. આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કે:—

अगस्यै मंडलागारच्छायायां दक्षिणस्यां नासिकायामजीतामोपधींनस्तः करोति ॥ १॥ प्रजावज्जीवपुत्राभ्यां हैके ॥ २ ॥ आश्व०सू०अ०१ खं०१३सू०५-६

अथ पुंसवनं पुरास्यन्दत इति मासे द्वितीये तृतीये वा ॥ १ ॥

पारस्कार० गृ० सू० कां० १-१४ ॥

આજ પ્રમાણે ગોભિલીય તથા શૌનક ગૃહ્યસૂત્રોમા પણ લખેલુ છે.

## अथ क्रियारम्भः ॥

પૃષ્ઠ ૩ થી ૮ પૃષ્ઠના શાન્તિપ્રકરણ પર્યન્ત લખ્યા પ્રમાણે (**विश्वानि देव०**) ઇત્યાદિ વેદમંત્રોથી યજમાન તથા પુરોહિતાદિએ ઇશ્વરોપાસના કરવી તથા જેટલા માણસો ત્યાં હાજર હોય તેમણે પણ ઇશ્વરોપાસનામાં ચિત્ત લગાડવું. એ પ્રમાણે સ્વસ્તિવાચન તથા શાન્તિપાઠ થઈ રહ્યા પછી પ્રથમથીજ તૈયાર કરી રાખેલા યજ્ઞકુંડ આગળ હવન સમિધા, સામગ્રી તથા પ્રસ્તુત સંસ્કારના ઉપયોગી થનારા સાધનો તૈયાર રાખવાં. ત્યાર બાદ પૃષ્ઠ ૧૪લખ્યા પ્રમાણે અગ્ન્યાધાન અગ્નિ પ્રજ્વલન કરીને (**अयन्त इध्म०**)ઇત્યાદિ મંત્રો વડે સમિધ દાન કરી (**अयन्त इध्म०**) એ મંત્રોવડે પાંચ ઘૃતાહુતિ આપવી. ત્યારબાદ પૃષ્ઠમાં લખ્યા પ્રમાણે (**अदितेनु०**)ઇત્યાદિ ચાર મંત્રો વડે જલ પ્રોક્ષણ કરી આઘારાવાજ્યભાગાહુતિ ચાર તથા વ્યાહૃતિ આહુતિ ચાર આપવી, પૃષ્ઠ ૧૬ નાં લખ્યા પ્રમાણે (**ओं प्रजापतये०**) ઇત્યાદિ મંત્રો વડે એક પ્રાજાપત્ય આહુતિ અને (**ओं यदस्य कर्मणो०**) એ સ્વિષ્ટકૃત આહુતિ આપવી. આ પ્રમાણે થયા પછી નીચે લખેલા બંને મંત્રો વડે ઘૃતની આહુતિઓ આપવી.

**ओं ते गर्भो योनिमेतु पुमान्बाण इवेषुधिम् । आवीरो जायतां पुत्रस्ते दशमास्यः स्वाहा ॥ १ ॥ सौत्रमन्त्रः ॥ ओं अग्निरेतु प्रथमो देवतानां सोऽस्यै प्रजां मुञ्चतु मृत्युपाशात् । तदयं राजा वरुणोऽनुमन्यतां यथेयं स्त्री पुत्रमघं न रोदात् स्वाहा ॥ २ ॥ सामवेदमन्त्र ब्रा० प्रपा० १ खं० १ मंत्र० ९**

---

યુક્ત સ્ત્રી ગર્ભધારણમાં સમર્થ હોય છે, તેમાંજ પુરૂષ ગર્ભસ્થાપન કરે છે. કારણ કે સંસારમાં પરમાત્માએ સંતાનોત્પત્તિનો નિયમ નક્કી કર્યો છે કે ક્ષેત્રરૂપ સ્ત્રી અને બીજરૂપ પુરૂષના સંયોગથીજ સંતાનોત્પત્તિ થાય. સ્ત્રીસિવાય અન્યત્ર મનુષ્યોત્પત્તિ નહિ થવી તે સાધારણ નિયમ છે. માટે સ્ત્રી અને પુરૂષે વીર્યની યથાવત્ રક્ષા કરીને ઉત્તમ ગર્ભને સ્થાપવો. અને તેની રક્ષા કરવી ૨.

(**अथास्यै०**) ગર્ભવતી સ્ત્રીને ઘરની છાયામાં બેસાડીને દુર્વાના રસ ને તેના જમણા નાકમાં ગર્ભવતી સ્થિરતાને માટે સુંઘાડવો- રેડવો. અને તે વખતે **प्रजावज्जीव**-ઇત્યાદિ મંત્રો વડે પરમાત્માની સ્તુતિઓ કરે.

(**पुंसवनं**) ગર્ભસ્થાપન પછી બીજા અગર ત્રીજા માસમાં પુંસવન સંસ્કાર કરવો.

હે સ્ત્રિ ! તારામાં પુત્રરૂપ ગર્ભ સ્થિર થાઓ. જેવી રીતે બાણ પોતાના ભાથામાં સ્થિર થાય છે તેવી રીતે તારા ઉદરમાં ગર્ભ નિવાસ કરો; અને દશ માસ જ્યારે પૂરા થાય ત્યારે શુરવીરતાદિ ગુણયુક્ત થઇને જન્મે ૧.

અનન્ત વિદ્યાવાન પરમાત્મા અમને પ્રાપ્ત થાઓ અને આ ગર્ભરૂપ અમારી પ્રજાને મૃત્યુ

આ બન્ને મંત્રો વડે બે આહુતિ આપ્યા પછી પતિએ પત્નીના હૃદયપર હાથ મૂકીને નિમ્ન લખિત મંત્ર બોલવો:—

ओं यत्ते सुसीमे हृदये हितवन्तः प्रजापतौ । मन्ये हं मां तद्विद्वांसमाह पौत्रमघन्नियाम् ॥ सौत्रमन्त्रः ॥

તત્પશ્ચાત્ પૃષ્ઠ ૧૮ માં લખ્યા પ્રમાણે સામવેદનાં તથા મહાવામદેવ્ય ગાન કરીને જે જે સ્ત્રી પુરૂષો સંસ્કાર જોવા આવ્યાં હોય તેમને આદર સત્કારપૂર્વક વિદાય કરવાં. પછી વડની કુળી કૂંપળો અને ગળોને બારીક વાટીને કપડા વડે રસ નિચોવી લઇ ગર્ભિણી સ્ત્રીના જમણા નાસાપુટમાં રેડવો અને પછી નીચેના મંત્ર વડે ઇશ્વરની પ્રાર્થના કરવી:—

हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् । स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥ यजुः० अ० १३ मं० ४

अद्भ्यः सम्भृतः पृथिव्यै रसाच्च विश्वकर्मणः समवर्त्तताग्रे । तस्य त्वष्टा विदधद्रूपमेति तन्मर्त्यस्य देवत्वमाजानमग्रे ॥ य० अ० ३१ । मं० १७

આ બે મંત્રો બોલી રહ્યા પછી પતિપોતાની ગર્ભિણી પત્નીના ગર્ભાશય પર હાથ મૂકીને નીચેના મંત્ર બોલ:—

सुपर्णोऽसि गरुत्माँस्त्रिवृत्ते शिरो गायत्रं चक्षुर्बृहद्रथन्तरे पक्षौ । स्तोम आत्मा छन्दाᳬस्यङ्गानि यजूᳬषि नाम साम ते तनूर्वामदेव्यं यज्ञायज्ञियं पुच्छं धिष्ण्याः शफाः । सुपर्णोऽसि गरुत्मान्दिवं गच्छ स्वः पत ॥ यजुः अ० १२ मं० ४

આ પ્રમાણે આ સંસ્કાર પુરો થયા પછી ગર્ભિણી સ્ત્રીએ યુક્તાહારવિહારી થવું. વિશેષ કરી ગળો, બ્રહ્મી, સુંઠ એને દૂધની સાથે થોડી થોડી પીએ; અને અધિક શયન આધિક જાગરણ તથા તથા અધિક ભાષણ ન કરવું; અતિ ખારા ખાટા, તીખા, કડવા, તથા રેચક આદિ પદાર્થો નહિ ખાવા. સૂક્ષ્મ આહાર કરવો. તથા ક્રોધ, દ્વેષ, લોભાદિ દોષોથી દૂર રહી ચિત્તને હમેશાં પ્રસન્ન રાખવું અને શુભાચરણથી રહેવું

इति पुंसवनसंस्कारविधिः ॥

---

આદિ દુઃખોથી છોડાવીને આનંદરૂપ રાખો. સર્વથી શ્રેષ્ઠ પરમાત્મા, અમારા રાજારૂપ અમારી પ્રાર્થનાને સ્વીકારી આ મારી સ્ત્રીને પુત્ર વીરહના દુઃખથી મુક્ત રાખે, કે જેથી અમે સંતાનની પ્રાપ્તિ કરીને સદા આનંદમાં રહીએ ૨.

હે સૌંદર્યાદિ ગુણયુક્તે! તારા હૃદયમાં હિતાદિ ગુણવાળા પુત્ર સ્થિર થાઓ. પ્રજાપતિ પરમાત્મા ઉપર પ્રીતિ રાખનારા પુત્રો ઉત્પન્ન થાઓ. હે સ્ત્રી! આવો પરમાત્માનો ઉપદેશ છે કે એવા પુત્રો વડે આપણે સદા સુખી થઇએ અને પુત્રોવિના આપણે કદી દુઃખી ન થઇએ.

જલદ્વારા પૃથ્વી ઉપર ઉત્પન્ન થએલી ઔષધીઓના રસથી ઉત્પન્ન થયેલ વીર્યવડે આ ગર્ભનું ધારણ અને ઉત્પત્તિ થાય છે. જેમ પૃથિવ્યાદિ જગત્ પરમાત્માએ પોતાના સામર્થ્યથી આદિ કાલમાં ઉત્પન્ન કર્યું અને વર્તમાનમાં રાખેલું છે, તેમજ વીર્યથી ગર્ભ ધારણ અને ઉત્પન્ન થાય છે, જેમ આ જગતના રૂપાદિ વિચિત્ર પદાર્થનું વિધાન પરમાત્મા કરે છે તેમજ ગર્ભથી મનુષ્યના દેવત્વ તથા ઉત્તમ ગુણ વીર્ય વગેરેનો પરમાત્માની કૃપા વડે મનુષ્ય એક શિલ્પી છે. હે પરમાત્મા અત્યંત કરૂણા કરીને આ ગર્ભની રક્ષા કરી ઉત્તમ ગુણવાળો ઉત્પન્ન કરો.

હે જગદ્ધારક પરમાત્મન્! આપ સૌંદર્યસ્વરૂપ, સર્વ શ્રેષ્ઠ, સર્વાન્તર્ગત આત્મા અને અંતઃકરણ અર્થાત વેદજ્ઞાન સ્વરૂપ આપજ છો. આપ આ ગર્ભને સૌંદર્યાદિ ગુણ યુક્ત કરો.

# अथ सीमन्तोन्नयनम् ॥

હવે ત્રીજો સંસ્કાર સીમન્તોન્નયન નામનો છે તે લખીએ છિયે. આ સંસ્કારથી ગર્ભિણી સ્ત્રીનું મન સંતુષ્ટ, આરોગ્ય તથા ગર્ભ સ્થિતિ ઉત્કૃષ્ટ થઇ પ્રતિદિન વધતી ? જાય છે. આ સંસ્કારને માટે નિમ્નલિખિત પ્રમણા છેઃ—

चतुर्थे गर्भमासे सीमन्तोन्नयनम् ॥ १ ॥ आपूर्यमाणपक्षे यदा पुंसा नक्षत्रेण चन्द्रमायुक्तः स्यात् ॥ २ ॥ अथास्यै युग्मेन शलाटुग्रप्सेन त्र्येण्या च शलल्या॥३॥ त्रिभिश्च कुशपिञ्जूलैरूर्ध्वं सीमन्तं व्यूहति भूर्भुवः स्वरोमिति त्रिः ॥ ४ ॥ चतुर्वा ॥ ५ ॥ आश्व०गृ०सू०अ० १ खं० १ कं० १४ सू १-१-४-५

ભાવાર્થઃ—ગર્ભાધાનથી ચોથા માસમાં શુકલપક્ષમા જ્યારે મૂલ આદિ પુરૂપ નક્ષત્ર યુક્ત ચન્દ્રમ હોય તે દિવસે સીમન્તોન્નયન સંસ્કાર કરવો.

पुंसवन वत्प्रथमगर्भे मासे षष्ठेऽष्टमेवा ॥ पारस्करगृ०सू०कं०२५ सू २

ભાવાર્થઃ—પુંસવન સંસ્કારની પેઠે ગર્ભાધાનથા છઠ્ઠા અથવા આઠમા માસમાં પૂર્વોક્ત પક્ષ નક્ષત્ર યુકત ચન્દ્રમા હોય તે દિવસે સીમન્તોન્નયન સંસ્કાર કરવો.

## अथ क्रियारम्भः

પ્રથમ કુંડ તથા સંસ્કારોપયોગી સામગ્રી વગેરે તૈયાર કરી ઋત્વિગ્વરણ તથા સ્વસ્તિવાચન અને શાન્તિ પાઠકરી આચમન માર્જન કરવું ત્યાર બાદઃ—

ओ३म् भूर्भुवः स्वः

આ મંત્રવડે બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્યને ત્યાંથી અગ્નિ લાવીને પૂર્વોક્ત કુંડમાં સમિધા-ચયન કરી તેના ઉપર નિમ્ન લિખિત મંત્ર વડે અગ્ન્યાધાન કરવું. અગર ઘૃતનો દિપક લાવી તેવડે કપૂર સળગાવી એક પાત્રમાં મૂકી તેના ઉપર નાનાં નાનાં સમિધાના કડકા મૂકી સળગાવીને અગ્નિ તૈયાર કરવો.

ओं भूर्भुवः स्वर्द्यौरिव भूम्ना पृथिवीव वरिम्णा । तस्यास्ते पृथिवि देवयजनि पृष्ठेऽग्निमन्नादमन्नाद्यायादधे ॥ १ ॥ यजुः अ० ३ मं० ५

આ મંત્ર વડે વેદિમાં અગ્ન્યાધાન કરો તેના ઉપર સમિધાના બારિક ટુકડા તથા કપૂર મૂકી નીચેનો મંત્ર બોલતા જવો અને વીંજણા વડે અગ્નિને પ્રજ્વલિત કરવો—

ओं उद्बुध्यस्वाग्ने प्रतिजागृहि त्वमिष्टापूर्ते सꣳसृजेथामयं च । अस्मिन्त्सधस्थेऽअध्युत्तरस्मिन् विश्वेदेवा यजमानश्च सीदत ॥ यजु० अ० १५ मं० ५४

...રે સમિધામાં અગ્નિ પ્રવિષ્ટ થવા લાગે ત્યારે ચંદન અથવા બીજા કોઇ પણ જાતની સમિધા આઠ આઠ આંગળની ત્રણ લઇને તેને ઘૃતમાં બોળીને નિમ્ન લિખિત મંત્રો વડે અગ્નિમાં અર્પવીઃ—

ओं अयन्त इध्मऽआत्मा जातवेदस्तेनेध्यस्व वर्धस्व चेद्ध वर्धय चास्मान्प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा । इदमग्नये जातवेदसे इदन्न मम ॥ १ ॥ सौत्रमन्त्रः આ મંત્રથી એક,

ओं समिधाग्निं दुवस्यत घृतैर्बोधयतातिथिम् । अस्मिन् हव्या जुहोतन, स्वाहा ॥ इदमग्नये इदन्न मम ॥ २ ॥ यजुः अ० ३ मं० १

सुसमिद्धाय शोचिषे घृतं तीव्रं जुहोतन । अग्नये जातवेदसे स्वाहा ॥ इदमग्नये जातवेदसे इदन्न मम ॥ ३ ॥ यजुः अ० ३ मं० २

આ બંને મંત્ર વડે બીજી સમિધા અને,

ओं तन्त्वा समिद्भिरङ्गिरो घृतेन वर्धयामसि ॥ बृहच्छोचा यविष्ठ्य स्वाहा ॥ इदमग्नये ऽङ्गिरसे इदन्न मम ॥ ४ ॥ यजुः अ० ३ मं ३

આ મંત્ર વડે ત્રીજી સમિધા અર્પવી.

ઉપર પ્રમાણે સમિધા દાન થયા પછી નિમ્નલિખિત મંત્ર વડે પાંચ ઘૃતાહુતિ આપવી.

ओं अयन्त इध्म- आत्मा जात वेदस्तेनेध्यस्व वर्द्धस्व चेद्ध वर्द्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ॥ इदमग्नये–जातवेदसे–इदन्न मम॥ सौत्रमंत्रः ॥

ઘૃતાહુતિ આપ્યા પછી નિમ્ન લિખિત મંત્રો વડે વેદિની પૂર્વાદિ ચારે દિશાઓમાં જલાસિંચન કરવું:—

ओं अदितेऽनुमन्यस्व ॥

આ મંત્રવડે પૂર્વમાં

ओं अनुमतेऽनुमन्यस्व ॥

પશ્ચિમમાં

ओं सरस्वत्यनुमन्यस्व ॥

ઉત્તરમાં અને

ओं देव सवितः प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिं भगाय । दिव्यो गन्धर्वः केतपूः केतं नः पुनातु वाचस्पतिर्वाचं नः स्वदतु ॥ यजु०अ० ३ मं० १

આ પ્રમાણે જલસિંચન થયા પછી નીચેના મંત્રો વડે ચાર આધારાવાજ્યભાગાહુતિ ઘીની આપવી:—

ओम् अग्नये स्वाहा ॥ इदमग्नये–इदन्न मम ॥

આ મંત્રો વડે વેદિના ઉત્તરભાગના અગ્નિમાં

ओम् सोमाय स्वाहा ॥ इदं सोमाय । इदन्न मम ॥

વેદિના દક્ષિણ ભાગના અગ્નિમાં, અને નીચેના બે મંત્રો વડે વેદિની મધ્યમાં આહુતિ આપવી.

ओं प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये–इदन्न मम ॥

ओं इन्द्राय स्वाहा ॥ इदमिन्द्राय इदन्न मम ॥

ત્યારબાદ નીચેના મંત્રો વડે વ્યાહૃતિ આહુતિ ચાર આપવીઃ—

ओं भूरग्नये स्वाहा ॥ इदमग्नये–इदन्न मम ॥

ओं भुवर्वायवे स्वाहा ॥ इदं वायवे इदन्न मम ॥

ओं स्वरादित्याय स्वाहा ॥ इदमादित्याय इदन्न मम ॥

ओं भूर्भुवः स्वरग्निवाय्वा दित्येभ्यः स्वाहा ॥ इदमग्निवाय्वादित्येभ्यः इदन्न मम ॥

આ પ્રમાણે વ્યાહૃતિ આહુતિ આપી રહ્યા પછી પ્રથમથી તૈયાર કરી રાખેલી, ચોખા, મગ તથા તલની * ખીચડીમાં પુષ્કળ ઘી નાખીને નિમ્ન લિખિત મંત્રોવડે આઠ આહુતિઓ આપવી·—

ओं धाता ददातु दाशुषे प्राची जीवातु मुक्षितम् । वयं देवस्य धीमहि सुमतिं वाजिनीवति स्वाहा ॥ इदं धात्रे–इदन्न मम ॥ १ ॥ ओं धाता प्रजानामुत राय ऽईशे धात्रेदं विश्वं भुवनं जजान । धाता कृष्टीरनिमिषाभिचष्टे धात्र ऽइद्धव्यं घृतवज्जुहोत स्वाहा ॥ इदं धात्रे–इदन्न मम ॥ २ ॥ सौत्रमन्त्रः ॥

ओं राकामहं सुहवां सुष्टुती हुवे शृणोतु नः सुभगा बोधतु त्मना । सीव्यत्वपः सूच्याच्छिद्यमानया ददातु वीरं शतदायमुक्थ्यं स्वाहा ॥ इदं राकायै–इदन्न मम ॥ ३ ॥ ओं यास्ते राके सुमतयः ॥ सुपेशसो याभिर्ददासि दाशुषे वसूनि । ताभिर्नो अद्यसुमना उपागहि सहस्रपोषं सुभगे रराणा स्वाहा ॥ इदं राकायै इदं न मम ॥४॥ ऋ० मं० २ सू० ३२ मं० ४–५

---

* આ ખીચડી બનાવવામાં ચોખા, તલ તથા મગ સમભાગ લેવા અને તે લેતી વખતે ओं प्रजापतये त्वा जुष्टं निर्वपामि એમ બોલવું પછી એને ધોઇ નાંખવા, અને ધોતી વખતે ओं प्रजापतये त्वा जुष्टं प्रोक्षामि એ પ્રમાણે બોલવું.

(धाता०) ધાતા પરમાત્મા આ ગર્ભને બુદ્ધિ આદિ ગુણયુક્ત કરી, દીર્ઘાયુ કરો. હે સ્ત્રિ! આપણે મળીને પરમાત્માની પ્રાર્થના કરીએ કે તે આપણને બુદ્ધિમાન્ શોભાયુક્ત પુત્ર આપે કે જેથી આપણે સુખી થઇએ.

(धाता०) સર્વ જગતને ધારણ કરનાર તથા પ્રજાને ઉત્પન્ન કરનાર ઇશ્વરે આ જગત્ ઉત્પન્ન કર્યું છે; તે ધાતા પરમાત્મા મનુષ્યને ઉપદેશ કરે છે કે ઘૃતાદિ ઉત્તમ પદાર્થ તમે યજ્ઞદ્વારા મને અર્પણ કરો.

(राकामहम्०) સર્વાધાર, સર્વપૂજ્ય પરમાત્માને હું પુજું છું, અને તેનીજ સ્તુતિ કરું છું તે અમારી સ્તુતિ સાંભળીને આ ગર્ભના આત્માને શ્રેષ્ઠ બોધયુકત કરી, પ્રાણાદિનું શરીરનાં સાથે સંધાન કરે; જેવી રીતે સંગીન સોયવડે કપડું સીવાય છે તેવી રીતે અસંખ્ય વિદ્યાદિ વામભાગના ગ્રહણ કરતા તથા લોકોમાં સ્તુતિ યોગ્ય વીર પુત્ર અમને કૃપા કરીને આપો.

(यास्ते०) હે પરમાત્મન્! જેમ સુંદર રૂપગુણ તથા ઉત્તમ બુદ્ધિવાન્ સંતાન આપ અમને આપોછો તથા ઉત્તમ ધનાદિ ઐશ્વર્ય આપોછો તેવીજ રીતે આપ અમને પ્રાપ્ત થઇને અનેક પ્રકારની પુષ્ટિ આપો. હે સુભગે! એજ પરમાત્માની કૃપાથી આપણી પ્રજા સુખપૂર્વક રહેશે.

नेजमेष परापत सुपुत्रः पुनरापत । अस्यै मे पुत्रकामायै गर्भमाधेहि यः पुमान्स्वाहा ॥ ५ ॥ यथेयं पृथिवी मह्युत्ताना गर्भमादधे । एवं तं गर्भमाधेहि दशमे मासि सूतवे स्वाहा ॥ ६ ॥ विष्णोः श्रेष्ठेन रूपेणास्यां नार्यां गवीन्याम् । पुमांसं पुत्रानाधेहि दशमे मासि सूतवे स्वाहा ॥ ७ ॥ सौत्रमन्त्राः ॥

ओं भूर्भुवः स्वः । प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परिता बभूव । यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणां स्वाहा ॥ इदं प्रजापतये-इदन्न मम ॥ ऋ० मं १० सू० १२१ मं० १०

આ પ્રમાણે આઠ આહુતિ આપ્યા બાદ,

ओं प्रजापतये स्वाहा ॥

આ મંત્ર વડે એક ભાતની આહુતિ અને,

ओं यदस्य कर्मणोऽत्यरीरिचं यद्वा न्यूनमिहाकरम् । अग्निष्टत्स्विष्टकृद्विद्यात्सर्वं स्विष्टं सुहुतं करोतु मे । अग्नये स्विष्ट कृते सुहुतहुते सर्वप्रायश्चित्ताहुतीनां कामानां समर्द्धयित्रे सर्वान्नः कामान्त्समर्द्धय स्वाहा ॥ इदमग्नये स्विष्टकृते इदन्न मम ॥ शत० ब्रा० कां० १४ अ० ८ प्र० ७ कं० ९

આ મંત્ર વડે ખિચડીની એક આહુતિ આપવી. પછી નિમ્નલિખિત મંત્રો વડે આઠ ઘૃતાહુતિ આપવી.

ओं त्वन्नोऽअग्ने वरुणस्यच विद्वान् देवस्य हेडोऽअवयासिसीष्ठाः । यजिष्ठो वह्नितमः शोशुचानो विश्वाद्वेषांसि प्रमुमुग्ध्यस्मत् स्वाहा ॥ इदमग्नीवरुणाभ्याम्-इदन्न मम ॥ १ ॥ ओं स त्वन्नोऽअग्नेऽवमो भवोति नेदिष्ठोऽअस्याउषसो व्युष्टौ । अवयक्ष्व नो वरुणं रराणो वीहि मृडीकं सुहवो न एधि स्वाहा ॥ इदमग्नीवरुणाभ्यां इदन्न मम ॥ २ ॥ ऋ० मं० ४ सू० १ मं० ४-५

ओं इमं मे वरुण श्रुधी हवमद्या च मृडय । त्वामवस्युराचके स्वाहा ॥ इदं वरुणाय इदन्न मम ॥ ३ ॥ ऋ० मं० १ सू० २५ मं० १९

ओं तत्त्वा यामि ब्रह्मणा वन्दमानस्तदाशास्ते यजमानो हविर्भिः । अहेडमानो वरुणेह बोध्युरुशंस मा न आयुः प्रमोषीः स्वाहा ॥ इदं वरुणाय-इदन्न मम ॥ ४ ॥
ऋ० मं० १ सू० २४ मं० ११

---

( नेजमेष० ) હે પરમાત્મન! આ મારી પુત્રકામનાવાળી સ્રીના ગર્ભાશયમાં જે ગર્ભ છે તે આપની કૃપા વડે દશમાસ સુધી સ્થિર રહો.

( यथे यम्० ) હે જગદીશ્વર! જેમ આ પડેલી પૃથ્વી બીજને પૂર્ણ કાલ સુધી પોતાના ગર્ભમાં રાખે છે, તેમ આ મારી સ્રી પણ આપની કૃપાથી ગર્ભને દશમે માસે જન્મ આપો.

( विष्णोः श्रेष्ठेन० ) આ પૃથ્વી રૂપી સ્રીમાં પરમાત્માની કૃપાથી ઉત્તમ સ્વરૂપવાન પુત્ર દશમે માસે જન્મો.

ओं येते शतं वरुण ये सहस्रं यज्ञियाः पाशा वितता महान्तः । तेभिर्नो अद्य सवितोत विष्णुर्विश्वे मुञ्चन्तु मरुतः स्वर्काः स्वाहा ॥ इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यः—इदन्न मम ॥ ५ ॥ ओं अयाश्चाग्नेऽस्यनभिशस्तिपाश्च सत्यमित्वमयासि । अया नो यज्ञं वहास्यया नो धेहि भेषजꣳ स्वाहा ॥ इदमग्नये अयसे—इदन्न मम ॥ ६ ॥ ओं उदुत्तमं वरुण पाशमस्मदवाधमं विमध्यमं श्रथाय । अथा वयमादित्य व्रते तवानागसोऽदितये स्याम स्वाहा । इदंवरुणायाऽदित्यायाऽदितये च । इदन्न मम ॥ ऋ० मं० १ सू० २४ मं० १५

ओं भवतन्नः समनसौ सचेतसावरेपसौ । मा यज्ञꣳ हिꣳसिष्टं मा यज्ञपतिं जातवेदसौ शिवौ भवतमद्य नः स्वाहा ॥ इदं जातवेदोभ्यां—इदन्न मम ॥ य० अ० ५ मं० ३

આ આઠ આહુતિ આપ્યા પછી વ્યાહૃતિ આહુતિ ચાર ઘીની આપવી:—

ओं भूरग्नये स्वाहा ॥ इदमग्नये—इदन्न मम ॥
ओं भुवर्वायवे स्वाहा ॥ इदं वायवे—इदन्न मम ॥
ओं स्वरादित्याय स्वाहा ॥ इदमादित्याय—इदन्न मम ॥
ओं भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः स्वाहा ॥
इदमग्निवाय्वादित्येभ्यः—इदन्न मम ॥

આ પ્રમાણે ઉપરની સઘળી આહુતિઓ આપ્યા બાદ પતિપત્નીએ એકાન્તમાં જઈને ઉત્તમાસનપર બેસવું. પછી પતિ પત્નીની પાછળ બેસીને નિમ્નલિખિત મંત્રોનો પાઠ કરે:—

ओं सुमित्रिया न आप ओषधयः सन्तु । दुर्मित्रियास्तस्मै सन्तु । योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मः ॥ यजु० अ० ६ मं० २२

ओं मूर्द्धानं दिवो अरतिं पृथिव्या वैश्वानरमृतऽआ जातमग्निम् । कविꣳ सम्राजमतिथिं जनानामासन्ना पात्रं जनयन्त देवाः ॥२॥ यजु० अ० ७ मं० २४

ओं अयमूर्जावतो वृक्ष ऊर्जीव फलिनी भव । पर्णं वनस्पते नुत्वा नुत्वा सूयताꣳ रयिः ॥ ३ ॥ सामवेदमन्त्रब्रा० प्रपा० १ खं० ५ मं० १

ओं येनादिते सीमानं नयति प्रजापतिर्महते सौभगाय । तेनाहमस्यै सीमानं

---

(सुमित्रिया०) હે પરમાત્મન્ ! આપની કૃપાથી પ્રાણ, જલ તથા સર્વે ઔષધી અમારી મિત્ર—હિતકર્ત્તા થાઓ, તથા જે અમારા શત્રુ—અમારી ઇર્ષ્યા કરનારા—જેનો અમે દ્વેષ કરીએ છીએ તેમને માટે સર્વે ઔષધિ તથા જગતના જલાદિ પદાર્થો દુર્મિત્ર અર્થાત્ અહિતકારી થાઓ કે જેથી એમનું બલ કદી ન વધે.

(मूर्धानं०) જે તેજસ્વી સૂર્યાદિ પદાર્થોનો મૂર્ધાસ્થાનિ—સર્વથી ઉત્કૃષ્ટ—પૃથિવી આદિનો રચનાર વિશ્વનો રાજા, સર્વપૂજ્ય, સત્યનો આધાર, સર્વનો પ્રકાશક તથા સર્વત્રપરમાત્મા કે જેને દેવ—વિદ્વાનો વિજ્ઞાનથી જાણીને હૃદયમાં માને છે, તે પરમાત્મા આ ગર્ભની રક્ષા કરો.

(अयमूर्जावतो०) જેમ આ ઉદુમ્બર વૃક્ષ બહુ ફલ વાળું છે તેમજ હે સ્ત્રિ ! તું પણ બહુતર ફલશાલિની—બહુપુત્રવતી થા તથા જગત પોષક પરમાત્મા તને ધન સંપન્ન કરો.

नयामि प्रजामस्यै जरदष्टिं कृणोमि ॥ ४ ॥ ओं राकामहꣳ सुहवाꣳ सुष्टुती हुवे शृणोतु नः सुभगा बोधतु । उपागहि सहस्रपोषꣳ सुभगे रराणा ॥ ५ ॥ ओं किंपत्मना सीव्यत्वपः सूच्या छिद्यमानया ददातु वीरꣳ शतदायमुक्थ्यम् ॥ ६ ॥ ओं यास्ते राके सुमतयः सुपेशसो याभिर्ददासि दाशुषे वसूनि । ताभिर्नो अद्यसुमना-उपागहि प्रजां पशून्त्सौभाग्यं मह्यं दीर्घायुष्ट्वं पत्युः ॥ ७ ॥ सामवेदमन्त्र ब्राह्मणे प्रपा १ खं० ५ मं० २–५

આ મંત્રો બોલીને પતિયે પોતાના હાથે પત્નીના કેશમાં સુગન્ધ તૈલ નાખી કાંસકી વડે ઓળીને ઉમરડા અથવા અર્જુનવૃક્ષની ડાળી અથવા દર્ભની મૃદુ સળી અથવા શીમળીયા વડે કેશ સાફ કરીને સુંદર વેણી બાંધીને પછી યજ્ઞ શાલામાં આવવું; અને આ વખતે વીણા આદિ વાજાં વગડાવવાં. તત્પશ્ચાત્ પૃષ્ઠ માં લખ્યા પ્રમાણે સામવેદ ગાન કરવું. પછીઃ—

ओं सोम एव नो राजेमा मानुषीः प्रजा । अविमुक्त चक्र आसीरंस्तीरे तुभ्यं असौ ॥ *

આરંભમા આ મંત્રનુ ગાન કરીને પછી અન્ય મન્ત્રોનું ગાન કરવું ત્યારબાદ ખીચડીની આહુતિઓ આપતા વધેલી ખીચડીમા પુષ્કળ ઘી નાખીને ગર્ભિણી સ્ત્રી પોતાનું પ્રતિબિંબ તે ઘીમાં જુએ આ સમયે પતિપત્નીને પૂછે કે "**किं पश्यसि**" (શુ જુએ છે) પત્ની ઉત્તર આપે કે "**प्रजां पश्यामि**" (સતતિ જોઉં છું) ત્યારબાદ એકાન્તમાં વૃદ્ધ, કુલીન, સૌભાગ્યવતી, પુત્રવતી પોતાના કુલની સ્ત્રિઓ તથા બ્રાહ્મણની સ્ત્રિઓ ગર્ભિણીની સાથે પ્રસન્ન વદને બેસે તથા પ્રસન્નતાની વાતો કરે અને ગર્ભિણી તે ખીચડી ખાય પછી તે બેઠેલી સ્ત્રિઓ નીચે પ્રમાણે ગર્ભિણીને આશિર્વચન દેઃ—

ओं वीरसूस्त्वं भव । जीवसूस्त्वंभव जीवपत्नीत्वं भव ॥

આ પ્રમાણે શુભ માંગલિક વચન બોલવા તત્પશ્ચાત્ સત્કારમાં આવેલાં મનુષ્યોનો યથાયોગ્ય સત્કાર કરી સ્ત્રી સ્ત્રિયોને તથા પુરૂષ પુરૂષોને વિદાય કરે.

इति सीमन्तोन्नयनसंस्कारविधिः ॥

---

(**येनादिते०**) પ્રજાપતિ–પરમાત્મા અદિતિ–પૃથ્વીની સીમાન જે સામર્થ્ય વડે બનાવે છે અને જાણે છે, પરમાત્માના તે સામર્થ્ય વડે આ સ્ત્રીની સીમા કેશની અવધિને સૌભાગ્ય, પુત્રપૌત્રાદિ તથા ધન ધાન્યાદિ ઐશ્વર્યને માટે હું ઉન્નતિશીલ કરૂં છું; તથા આમારી પત્નીના પ્રજાને વૃદ્ધાવસ્થાપર્યન્ત સુખથી સ્થિર રહે તેવી ઇશ્વિરાનુગ્રહથી કરૂં છું.

(**राकामहं०**) હે જગદીશ્વર! ચંદ્રમા યુક્ત રાત્રિ વડે સુંદર સ્પર્ધા કરવા યોગ્ય સ્ત્રી કે જેને અમે પ્રાપ્ત થઇએ છિયે તે અમને ઉત્તમ ઐશ્વર્યની તથા અસંખ્ય પ્રકારની પુષ્ટિની પ્રાપ્તિ કરાવો.

(**किंपत्मना०**) આ મંત્રનો અર્થ પૃષ્ઠ ઉપર આવી ગયો છે.

(**यास्तेराके०**) હે પરમાત્મન! જેમ સુંદર રૂપગુણ તથા ઉત્તમબુદ્ધિવાળાં સંતાન તથા ધનાદિ ઐશ્વર્ય આપો છો, તેમજ મને તથા અમારી સ્ત્રીને દીર્ઘાયુ કરી સંતાનયુકત કરો.

(**सोमएव०**) જેમ આ નદીનું પાણીચક્ર ફરે છે (સૂર્યદ્વારા સોષાઇને પાછું વર્ષાદ્વારા નદીમાં આવે છે) તેમ આ સંસારરૂપી નદીમા પણ જગત્ પ્રેરક પરમાત્મા આ માનુષી પ્રજાને તેમના કર્મો પ્રમાણે મોકલે છે. અને એ ચક્ર નિરંતર ચાલવો.

* **असौ** પદના સ્થાનમાં કોઇ નદીનું નામ બોલવું.

(**वीरसूस्त्वं०**) હે સ્ત્રિ! તું શુરવીર, દીર્ઘાયુ પુત્રને જન્મ આપ; અને તું પણ પ્રસૂત થયા પછી જીવિત રહે.

# अथ जातकर्मसंस्कारविधिः

આ સંસ્કારનો સમય, પ્રમાણ તથા વિધિ નીચેપ્રમાણે છે:—

सोष्यन्तीमद्भिरभ्युक्षति० ॥ पार० गृ० सू० १–१६–१

આ પ્રમાણે આશ્વલાયન, ગોભિલીય તથા શૌનક ગૃહ્યસૂત્રોમાં પણ લખેલું છે.

જ્યારે પ્રસવ સમય થાય ત્યારે નિમ્નલિખિત મંત્ર વડે ગર્ભિણી સ્ત્રીના શરીર પર જલ વડે માર્જન કરવું:—

* ओं एजतु दशमास्यो गर्भो जरायुणा सह । यथायं वायुरेजति यथा समुद्र एजति । एवायं दशमास्यो अस्रज्जरायुणा सह ॥ यजुः० अ० ८ मं० २८

આ મંત્ર વડે માર્જન કર્યા બાદ,

ओं अवैतु पृश्निशेवलꣳ शुभे जरायवत्तवे । नैवमाꣳसेन पीवरीं न कस्मिंश्चनायतनमवराजरायु पद्यताम् ॥ पा० गृ० सू० १–१६ ॥

આ મંત્રનો જપ કરીને પુનઃ માર્જન (જલસિંચન) કરવું.

कुमारं जातं पुराऽन्यैरालम्भात् सर्पिर्मधुनी हिरण्यनिकायं हिरण्येनप्राशयेत्॥ आश्वलायन गृ० सू० अ० १ खं० १५ सू० १ ॥

જ્યારે પુત્રનો જન્મ થાય ત્યારે પ્રથમ દાયણ આદિ સ્ત્રિઓએ બાલકના શરીરઉપરનો ઓર દૂર કરી, મુખ, નાસિકા, કાન, આંખ આદિમાંથી મળને શીઘ્ર દૂર કરી કોમળ વસ્ત્ર વડે શરીર કોરૂં કરી બાળકને તેના પિતાના ખોળામાં આપવું. પછી પિતાએ તેને જ્યાં વાયુ તથા શીતળતા ન હોય ત્યાં લઇ જઇને બેસીને એક વેંત ભર નાળ રાખીને તેને સૂતર વડે બાંધી વધારાની નાડીને તીક્ષ્ણ છરી વડે કાપી નાંખવી. ત્યારબાદ બાલકને કિંચિત્ ઉષ્ણ જલ વડે સ્નાન કરાવી શુદ્ધ વસ્ત્ર વડે કોરું કરી, શુદ્ધ નવીન કોમલ વસ્ત્રપહેરવવું ત્યારબાદ પ્રસૂતિગૃહની બહાર કુંડ તૈયાર કરાવ્યો તો હોય ત્યાં અથવા તો ત્રાંબાનો કુંડ હોય તો તે મૂકીને સમિધાચયન વગેરે પ્રથમથીજ તૈયાર રખાવેલું હોય ત્યાં જઇ બાલકના પિતાએ પોતાના હાથ પગ ધોઈ નાંખીને વેદિની પશ્ચિમમાં પૂર્વાભિમુખે બેસવું; અને પુરોહિત કુંડના દક્ષિણ ભાગમાં ઉત્તરાભિમુખ બેસે પછી પુરોહિત તથા યજમાનની આગળ પ્રસ્તુત સંસ્કારોપયોગી સર્વ સામગ્રી ગોઠવી દેવી; અને યજમાને પુરોહિતને કહેવું કે:—

ओं आ वसोः सदने सीद ॥

પુરોહિતે જવાબ આપવોકે

ओं सीदामि ॥

---

* આ મંત્રનો અર્થ ગર્ભાધાન પ્રકરણ પૃષ્ઠ ઉપર આપેલો છે ત્યાં જોઇ લેવો.

(अवैतु०) હે પરમાત્મન્! આ ગર્ભજરાયુ (ઓર) નિશ્ચિત આપની કૃપા વડે બહાર આવો, ઓર તુટી જઇ અથવા તો કંઇ પણ નાડી તુટયાવિના તે ગર્ભ બહાર આવો.

ધર્માત્મા શાસ્ત્રોક્ત વિધિને પૂર્ણરીતિ જાણનાર, વિદ્વાન, સદ્ધર્મી, કુલીન, નિર્વ્યસની, સુશીલ, વેદપ્રિય, પૂજનીય, સર્વોપકારી ગૃહસ્થની પુરોહિત સંજ્ઞા છે.

આપ્રમાણે પુરોહિને બોલીને પોતાના આસન ઉપર બેસવું ત્યારબાદ પુરોહિતે પૃષ્ઠ ૧૪ મા લખ્યા પ્રમાણે અગ્ન્યાધાન, સમિધાદાન, પંચઘૃતાહુતિ, જલપ્રોક્ષણ તથા આઘારાવાજ્યભાગાહુતિ ચાર અને વ્યાહૃતિ આહુતિ ચાર આપવી ત્યારબાદ નિચે લખેલા મંત્રો વડે ઘૃતાહુતિ આપવીઃ—

ओं या तिरश्ची निपद्यते अहं विधरणी इति । तां त्वा घृतस्य धारया यजे सश्राधनीमहम् । सश्राधिन्यै देव्यै देष्ट्यै स्वाहा ॥ इदंसंराधिन्यै-इदन्न मम ॥ १॥ ओं विपश्चित् पुच्छमभस्तद्धाता पुनराहरत् । परेहि त्वं विपश्चित्पुमानयं जनिष्यतेऽसौ नामास्वाहा ॥ इदंधात्रे-इदन्न मम ॥ २ ॥ सामवेदमन्त्रब्राह्मणे. मपा. १ खं० द्मं० ६–७.

આ પ્રમાણે ઘૃતાહુતિ આપવીને પૃષ્ઠ માં લખ્યા પ્રમાણે વામ દેવ્ય ગાન કરીનેપૃષ્ઠ ૩ થી પૃષ્ઠ ૫ સુધી લખ્યા પ્રમાણે ઇશ્વરોપાસના કરવી. તત્પશ્ચાત્ ઘી મધ * બરાબર મેળવીને પ્રથમથી તૈયાર કરાવેલી સોનાની સળીથી તે મિશ્રણ વડે બાળકની જીવા ઉપર—

ओं ३ म्,

આ અક્ષર લખીને બાળકના દક્ષિણ કાનમાં "वेदोसि" (તારું ગુપ્ત નામ વેદ છે) એ પ્રમાણે કહીને પૂર્વથી મેળવેલા ઘી અને મધમાં સુવર્ણની સળી વડે નીચેના મંત્ર વડે બાળકને થોડું થોડું ચટાડેઃ—

मेधान्ते मित्रावरुणौ मेधामग्निर्दधातुते । मेधान्ते अश्विनौ देवावाधत्तं पुष्कारस्रजौ ॥ सामवेदमं० ब्रा० मपा० १ खं० ५ मं० ९

ओं प्रते ददामि मधुनो घृतस्य वेद सवित्रा प्रसूतं मघोनाम् । आयुष्मान् गुप्तो देवताभिः इति जीव शरदो लोके अस्मिन् ॥ १ ॥ ओं भूस्त्वयि दधामि ॥२॥ ओं भुवस्त्वयि दधामि ॥ ३ ॥ ओं स्वस्त्वयि दधामि ॥४॥ ओं भूर्भुवः स्वस्सर्वं त्वयि

---

(या तिरश्ची०) હે ગર્ભ ધારણને માટે ધરણીરૂપ થતી સ્ત્રિ! ઘૃતને તની ધારાથી હું સત્કૃત કરું છું, તું ગર્ભની સમ્યક્ સિદ્ધિ કરનારી છે, એવી ગુણવાળી તને હું સ્ત્રી અનુકુલ રહીશ.

(विपश्चित्०) ગર્ભવિદ્યાને જાણનારો વિદ્વાન્ પતિ સ્ત્રીમાં ગર્ભ નિષિક્ત કરે છે અને જન્મસમયમાં જાતકર્મ વડે આહરણ કરે છે હે ગર્ભવિદ્યામાં નિપુણ પતિ! તમે સૂતિકા ગૃહની બહાર રહો. કારણ કે સ્ત્રી પુત્રને જન્મ આપશે, (જન્મ થતી વખતે પતિએ સ્ત્રીની પાસે ન રહવું).

* ઘી અને મધ સરખા ભાગે મેળવવાથી વિષસમાન થાય છે માટે ઘી એક રૂપિયાભાર તો મધ બે રુપિયા ભાર એ પ્રમાણથી મેળવવું (ભાષાન્તર કર્તા)

(प्रतेददामि०) હે બાલક! તને મધુ અને ઘૃતનો ખોરાક પ્રથમ હું ભોજનાર્થે આપું છું જગદુત્પાદક પરમાત્માની કૃપાથી સર્વોત્તમ દ્રવ્યાદિ પદાર્થોનો ભોક્તા થા. તું મારા પુત્રરૂપ ઉત્પન્ન થયોછે, તને હું વેદનું દાન આપું છું, તું ઇશ્વરાનુગ્રહથી વિદ્વાન્ થા, તથા આ લોકમાં ઇન્દ્રિયે તથા વિદ્વાનો વડે રક્ષિત થઇને સો વર્ષ જીવ.

(भूस्त्व० भुवस्त्व०स्वस्त्व०भूर्भुवःस्वस्त्वयि) હે બાલક! ભૂલોક અંતરિક્ષલોક તથા સ્વર્લોક એ ત્રણે લોકનું ઐશ્વર્ય તારામાં સ્થાપું છું.

दधामि ॥ ५ ॥ ओं सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम् । सनिं मेधामयासिप-
स्वाहा ॥ ६ ॥ यजुः० अ० ३२ मं० १३.

આ પ્રત્યેક મંત્ર વડે ૭ વાર ઘૃત મધુ પ્રાશન કરાવીને ઓખા તથા જવને શુદ્ધ કરીને પાણીની સાથે પીસીને વસ્ત્રગાળ કરી એક પાત્રમાં રાખી હાથના અંગુઠા તથા અનામિકા વડે થોડું લઇનેઃ—

ओं इदमाज्यमिदमन्नमिदमायुरिदममृतम् ।

सामवेद मंत्र आ० प्रपा १खं० ९ मं० १८.

આ મંત્ર બોલીને બાલકના મુખમાં એક ટીપું પાડવું. (આ માત્ર ગોભિલિય ગૃહ્યસૂત્રનો મત છે). પશ્ચાત્ બાલકનો પિતા બાલકના દક્ષિણ કાન આગળ પોતાનું મુખ રાખીને નીચેના મંત્ર બોલેઃ—

ओं मेधान्ते देवः सविता मेधां देवी सरस्वती ॥ मेधान्ते अश्विनौ देवावा-धत्तां पुष्करस्रजौ ॥ १ ॥ ओं अग्निरायुष्मान् स वनस्पतिभिरायुष्माँस्तेनत्वा युषायुष्मन्तं करोमि ॥ २ ॥ ओं सोमऽआयुष्मान्स ओषधीभिरायुष्माँस्तेन * ॥ ३ ॥ ओं ब्रह्म आयुष्मत् तद्ब्राह्मणैरायुष्मतेन० ॥ ४ ॥ ओं देवा आयुष्मन्तस्तेऽमृतेनायुष्मन्तस्तेन० ॥ ५ ॥ ओं ऋषय आयुष्मन्तस्ते व्रतैरायुष्मन्तस्तेन० ॥ ६ ॥ ओं पितर आयुष्मन्तस्ते स्वधाभिरायुष्मन्तस्तेन० ॥ ७ ॥ ओं यज्ञ आयुष्मान् स दक्षिणाभिरायुष्माँस्तेन० ॥ ८ ॥ ओं समुद्र आयुष्मान् स स्रवन्तीभिरायुष्माँस्तेन त्वायुषायुष्मन्तं करोमि ॥ ९ ॥ पार० गृ० सू० कं० १६ मं० ६.

આજ પ્રમાણે ડાબા કાન આગળ પોતાનું મુખ રાખીને આ નવ મંત્રો બોલવા. પછી બાલકના ખભાને પોતાનો હાથ લગાડીને નિમ્ન લિખિત મંત્રો બોલવાઃ—

---

હે બાલક! તું જ્ઞાનના રક્ષક, આશ્ચર્ય ગુણકર્મ સ્વભાવવાળા પરમાત્માની કૃપાથી, ઇંદ્રિયોના માલિક જીવના ઇચ્છિત તથા પ્રિય વિષયો તથા સત્યાસત્યનું યથાવત્ નિરીક્ષણ કરનાર ઉત્તમ બુદ્ધિને પ્રાપ્ત થા.

હે બાળક! આથી તથા અન્ન તારે માટે આયુષ્ય પુરૂ તથા જીવનપ્રદ થાવ.

(मेधान्ते०) હે પુત્ર (અગર પુત્રી!) તને સવિતા દેવ-પરમેશ્વર-શીઘ્ર શાસ્ત્રગ્રહણ કરનારી બુદ્ધિ દો, તથા સરસ્વતી પરમાત્માની વાણી બ્રહ્મવિદ્યા તને બુદ્ધિ દો, તથા અશ્વિનૌ દેવ સૂર્ય ચન્દ્રને જેણે માળાવત્ ધારણ કરેલા છે એ . કમળનો વાયુ-કે જેનાથી લોકલોકાન્તરની સ્થિતિ પામેલી છે તે તને બુદ્ધિ પ્રદાન કરો ૧.

(अग्निरायु०) હે બાળક! જેવી રીતે વનસ્પતિ વડે અગ્નિ, ઔષધી વડે ચંદ્રમા, બ્રાહ્મણો વડે વેદઅમૃત, સત્યવિદ્યા વડે વિદ્વાન્, સત્યવ્રત વડે ઋષિ, સત્કર્મ વડે પિતૃ, દક્ષિણાવડે યજ્ઞ, જલથી વહેતી નદીઓ વડે સમુદ્ર દીર્ઘાયુ થાય છે, તેવીજ રીતે તને હું દીર્ઘાયુ કરૂં છું.

* આગળ ઉપરના મંત્રમાં જેમ છે તે પ્રમાણે त्वायुषा ઇત્યાદિ પૂરો મંત્ર બોલવો.

ओं इन्द्र श्रेष्ठानि द्रविणानि धेहि चित्तिं दक्षस्य सुभगत्वमस्मे पोषं रयीणामरिष्टिं तनूनां स्वाद्मानं वाचः सुदिनत्वमह्नाम् ॥

ऋ० मं० २ अ० ३ सू० २१ मं० ६

ओं अस्मे प्रयन्धि मघवन्नृजीषिन्निन्द्र रायो विश्ववारस्य भूरेः। अस्मे शतं शरदो जीवसे धा अस्मे वीराञ्छश्वत इन्द्र शिप्रिन् ॥ ऋ० मं ३ अ सू० ३६ मं १०

ओं अश्मा भव परशुर्भव हिरण्यमस्तृतं भव । वेदो वै पुत्रनामासि स जीव शरदः शतम् ॥ ३ ॥ पार० गृ० सू० कं० १६ मं० १८

આ ત્રણ મંત્રો બોલીને પછીઃ—

त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यद्देवेषु त्र्यायुषं तन्नो अस्तु त्र्यायुषम् ॥ यजुः० अ० ३ मं० ६२

આ મંત્રનો ત્રણ વાર જપ કરીને બાલકની ખાંધપરથી હાથ ઉઠાવી લેવો અને જ્યા બાલકનો જન્મ થયો હોય ત્યાં જઇનેઃ—

ओं वेद ते भूमि हृदयं दिवि चन्द्रमसि श्रितम् । वेदाहं तन्मां तद्विद्यात् पश्येम शरदःशतं जीवेम शरदः शतꣳ शृणुयाम शरदः शतम् ॥१॥ पा० गृ० सू० ॥

આ મંત્રનો જપ કરવો તથાઃ—

यत्ते सुसीमे हृदयꣳ हितमन्तः प्रजापतौ । वेदाहं मन्ये तद्ब्रह्म माहं पौत्रमघं निगम् ॥ साम० मं० ब्रा० प्र० १ खं० ५ मं० १०

---

(इन्द्रश्रेष्ठानि०) હે પરમાત્મન્! આ સંતાન અત્યુત્તમ, ઐશ્વર્યવાન, પુષ્ટ, ધનવાન, નિરોગી, જ્ઞાની, ધર્મમાર્ગે ધન પેદા કરનાર વગેરે શુભગુણ વાળો થાઓ. (માતાપિતાએ સન્તાન ઉપરોક્ત ગુણવાળું થાય તેને માટે પ્રયત્ન કરવો જોઇએ.)

(अस्मेप्रयन्धि०) પરમ કૃપાળુ જગદીશ્વર! આ બાળક પરાક્રમી, બહુ સત્કારયુક્ત, ધનથી પરિપૂર્ણ, સરલ સ્વભાવવાળો, અને સૂર્ય સમાન સુદૃઢ પ્રતાપી થાય, તથા પ્રથમ પોતાના ધનમાંથી બીજાને આપી પછી તને ભોગવે અને સો વર્ષ સુધી જીવે તેવી કૃપા કરો.

(अश्मभव०) હે પુત્ર! તું ઇશ્વરાનુગ્રહથી પત્થર સમાન દૃઢેન્દ્રિય થા; પરશુ (ફરશી) સમાનસ્વયં અચ્છેદ્ય થઇ શત્રુઓનો છેદક થા અને હિરણ્ય સમાન તેજસ્વી તથા જેનો કદી વિયોગ ન થાય તેવો થા, તારૂં પ્રસિદ્ધ નામ વેદ છે. તુ ઇશ્વરાનુગ્રહથી સો વર્ષ સુદૃઢ જીવ.

(त्र्यायुष०) હે પુત્ર! પરમાત્માની કૃપાથી તું પૂર્વના વિદ્વાનોની પેઠે બ્રહ્મચર્ય આશ્રમનું યથાવત્ પાલન કરીને, ત્રણસો વર્ષ સુધી ચક્ષુ આદિ ઇન્દ્રિયો સહિત રહીને, શરીર શુદ્ધિ, બલ તથા પરાક્રમાદિ ગુણસંપન્ન થા; અને ત્રણસો વર્ષસુધી જીવ.

(वेद ते भूमि०) હે પુત્ર! તારામાં સ્થિત મારા હૃદયને તું જાણ અને હું તારા હૃદયને જાણું છું; અને આપણે બન્ને પરમાત્માની કૃપાથી સો વર્ષ સુધી જીએ.

यत्पृथिव्या अनामृतं दिवि चन्द्रमसि श्रितम् । वेदामृतस्येह नाममाहं पौत्रमघꣳ रिषम् ॥ ३ ॥ इन्द्राग्नी शर्म यच्छतं प्रजापती । यथायन्न प्रमीयेत पुत्रो जनित्र्या अधि ॥ ४ ॥ यददश्चन्द्रमसि कृष्णं पृथिव्या हृदयꣳ श्रितम् । तदहं विद्वाꣳस्तत्पश्यन् माहं पौत्रमघꣳ रुदम् ॥ ५ ॥ सा० मं० ब्रा० प्रपा० १ खं० ५ मं० ११-१२-१३

આ મંત્રો બોલતા જવા અને સુગન્ધિત જલ વડે પ્રસૂતાના શરીરનું માર્જન કરવું.

कोसि कतमोस्येपोस्यमृतोसि । आहस्पत्यंमासं प्रविशासौ ॥ ६ ॥ सत्वाह्ने परिददात्वहस्त्वा रात्र्यै परिददातु रात्रिस्त्वाहोरात्राभ्यां परिददात्वहोरात्रे त्वार्द्धमासेभ्यः परिदत्तामर्द्धमासास्त्वा मासेभ्यः परिददतु मासास्त्वर्तुभ्यः परिददत्वृतवस्त्वा संवत्सराय परिददतु संवत्सरस्त्वायुषे जरायै परिददात्वसौ ॥ ७ ॥ सा० मं० ब्रा० प्रपा० १ खं० ५ मं० १४-१५

આ મંત્રો વડે બાલકને આશીર્વાદ દે. પછીઃ—

अङ्गादङ्गात्सꣳस्रवसि हृदयादधिजायसे । प्राणन्ते प्राणेन सन्दधामि जीव मे यावदायुषम् ॥ १ ॥ अङ्गादङ्गात्संभवसि हृदयादधिजायसे वेदो वै पुत्रनामासि

( यत्पृथिव्या० ) જે અમૃત પૃથ્વી, દ્યુલોક તથા ચન્દ્રમાં રહેલું છે તેના ગુણને હું જાણું છું અને તેથી આ જલ વડે આપણે પુત્રવિયોગ સંબંધી દુઃખથી રહિત થઇએ.

( इन्द्राग्नी० ) ઇંદ્ર તથા અગ્નિ અને પ્રજાપાલક પરમાત્મા અમારી પ્રજાને માટે કલ્યાણ દાત થાઓ તથા આ પુત્ર તેની માતાનીમાંહેજ ( એટલે કે જન્મતાંજ ) ન મરે એવી કૃપા કરો.

( यददश्चन्द्रमसि० ) હે પરમાત્માન્ ! ચન્દ્રમાં પૃથ્વી છાયારૂપી કૃષ્ણવર્ણનું પડેલું લાંછન હું પદાર્થવિત્ વદ્વાન્ જાણું છું; અને તેથી પુત્રસબંધી દુઃખ પામીને હું આપની કૃપાથી રોઇશ નહીં.

( कोसि कतमोसि० ) હે બાલક ! તારૂં નામ શું ? તું અકાલમરણધર્મી છે. કે પૂર્ણાયુષી છે ? જો તું ના જાણતો હોય તો સાંભળ તું અમુક નામ વાળો છે. તું બ્રહસ્પતિ સૂર્યના સંક્રાન્તિકૃત સૌરમાસમાં પ્રવેશ કર—દીર્ઘાયુ થા.

( सत्वा० ) તે જગદુત્પાદક પિતા તને આયુષ્ય વર્દ્ધનાર્થ દિવસ આપો. દિવસ પોતાના કાલમાં તારૂં રક્ષણ કરીને રાત્રિ આપો રાત્રિ અહોરાત્રને અહોરાત્ર પક્ષને, પક્ષ માસને, માસ ઋતુઓને ઋતુઓ સંવત્સરને અને સંવત્સર તને જરાવસ્થા સુધી રક્ષણ કરી આયુષ્યમાન્ કરો.

( अङ्गादङ्गात्सꣳस्रवसि० ) હે ! પુત્ર તું મારા સમસ્ત અવયવોમાંથી સ્રવિત થયેલો છે, મારા હૃદયમાંથી ઉત્પન્ન થયો છું. માટે તારા પ્રાણનું મારા પ્રાણ જતાં સુધી પણ પોષણ કરીશ. હે પુત્ર ! તું શ્રત્યુકત આયુમર્યાદ ( સો વર્ષ ) સુધી જીવ.

( अङ्गादङ्गात्० ) હે પુત્ર ! તું મારા પ્રત્યંગમાંથી ઉત્પન્ન થયો છે. મારા હૃદયમાંથીજ ઉત્પન્ન થયો છે. માટે તું લોકમાં ( મારી પેઠે ) નિશ્ચયપૂર્વક વેદ પાઠી થઇ સો શરત્કાલ સુધી જીવ.

सजीव शरदः शतम् ॥ २ ॥ अश्मा भव परशुर्भव हिरण्यमस्तृतं भव । आत्मासि पुत्र मामृथाः सजीव शरदः शतम् ॥ ३ ॥ पशूनां त्वा हिंकारेणाभिजिघ्राम्यसौ ॥ ४ ॥ सा० मं० ब्रा० प्रपा० १ खं० ५ मं० १६–१७–१८–१९

આ મંત્રો બોલીને પુત્રના માથાનું આઘ્રાણ કરે અર્થાત્ સુંઘે. આ પ્રમાણે જ્યારે જ્યારે પરદેશથી આવે અથવા જાય ત્યારે ત્યારે આક્રિયા કરવી કે જેથી પુત્ર તથા માતા પિતામાં અતિ પ્રેમ વધે.

ओं इडासि मैत्रावरुणी वीरे वीरमजीजनथाः सात्वं वीरवती भव यास्मा० वीरवतोऽकरत् ॥ १ ॥ सौत्रमन्त्रः ॥

આ મંત્રવડે ઇશ્વરની પ્રાર્થના કરીને પ્રસુતા સ્ત્રીને પ્રસન્ન કરીને પછી સ્ત્રીનાં બન્ને સ્તન કિંચિત ઉષ્ણ સુગંધિત જલ વડે ધોઇને કોરા કરવાં અને:—

ओं इमꣳ स्तनमूर्ज्जस्वन्तं धयापां प्रपीनमग्ने सरिरस्य मध्ये । उत्सं जुषस्व मधुमन्तमर्वन्त्समुद्रियꣳ सदनमा विशस्व ॥ यजुः० अ० १७ मं० ८७

આ મંત્ર બોલીને પ્રથમ જમણું સ્તન બાલકના મુખમાં મુકવું; પછીઃ—

ओं यस्ते स्तनः शशयो यो मयोभूर्यो रत्नधा वसुविद्यः सुदत्रः । येन विश्वा पुष्यसि वार्याणि सरस्वति तमिह धातवे कः ॥ १ ॥ यजुः० अ० ३८ मं० ५ ॥

આ મંત્ર બોલીને ડાબું સ્તન બાલકના મુખમાં આપવું તત્પશ્ચાતઃ—

ओं आपो देवेषु जागृथ यथा देवेषु जागृथ । एवमस्याꣳ सूतिकायाꣳ सुपुत्रिकायां जागृथ ॥ १ ॥ सौत्रमन्त्रः ॥

---

( अश्मा भव० ) હે પુત્ર ! તું શિલાસમાન દૃઢ થા ! પરશુ સમાન સ્વયં અચ્છેદ્ય અને શત્રુનો ઘાતક થા! સુવર્ણ સમાન યત્નપૂર્વક રક્ષણીય થા. તું આત્મા નામથી પ્રસિદ્ધ છે. તું અલ્પવયમાં ન મરતાં સો શરદ્ઋતુ સુધી જીવ.

( पशूनांत्वा० ) હે બાલક! જેમ ગવાદી પશુઓ પોતાનાં સંતાનોને પ્રેમથી સુંઘે છે તે હું તારા મસ્તિષ્કને સુંઘું છું.

( इडासि० ) હે સ્ત્રિ ! પ્રશંસિત મિત્ર તથા શ્રેષ્ઠ ગુણયુકત તું છે હે વીર સ્ત્રિ ! આ વીર ગુણયુકત બાલકને તેં જન્મ આપ્યો છે તેવીજ વીરપુત્ર અને પતિયુક્ત થા; તું જે અમને વીરપુત્રયુકત કરનારી છે તે સદૈવ ઇશ્વર કૃપાથી સુખી થા.

( इमꣳ स्तन० ) હે બાલક! તું આ પ્રશંસિત બલદાતા, મધુરતાદિ ગુણયુકત, જલસમાન તથા દૂધના સમુદ્રરૂપ આ સ્તનને પી; અને આ જગત્‌માં પ્રવેશ કર.

( यस्तेस्तनः० ) હે વિજ્ઞાનવતી સ્ત્રિ ! જેના આશ્રય વડે બાલક સુખપૂર્વક સુવે છે, તે દૂધના આધારરૂપ સ્તન કે જે સુખ સિદ્ધ કરનારા અને ઉત્તમોત્તમ ગુણોના ધારણ કર્તા ધનને પ્રાપ્ત થનારા, તથા જે સુંદર દાન દેનારા કે જેના આશ્રયથી સર્વ ગ્રહણ કરવા યોગ્ય વસ્તુઓ પુષ્ટ થાય છે. તેને ( એવા સ્તનને આ બાલકના મુખમાં ) પીવાને માટે મુક.

( आपो० ) બાળકસહિત પ્રસુત સ્ત્રીનું સર્વ પ્રકારે ઇશ્વર કલ્યાણ કરો.

આ મંત્ર વડે પ્રસૂતા સ્ત્રીના ખાટલાની ઉપરની બાજુએ અર્થાત્ માથા તરફ એક કલશ જળથી પુરો ભરીને દશ રાત્રિ સુધી ત્યાંજ મૂકી રાખવો; અને પ્રસૂતા સ્ત્રી પ્રસુતિ ગૃહમા દશ દિવસ સુધી રહે. ત્યાં નિત્ય સાંજ સવાર નિમ્ન લિખિત બે મંત્રો વડે ભાત અને સરસવ મેળવીને દશ દિવસ સુધી નિયમિત રીતે આહુતિઓ આપવીઃ—

ओं शण्डामर्का उपवीरः शौण्डिकेयऽउलूखलः मलिम्लुचो द्रोणासश्चावनो नश्यतादितः स्वाहा इदं शण्डामर्काउपवीराय, शौण्डिकेयायोलूखलाय. मलिम्लुचो द्रोणाश्चपवनो नश्यतादितेभ्यश्च- इदन्न मम ॥ १ ॥ ओं आलिखन्ननिमिषः किंवदन्त उपश्रुतिः । हर्यक्षः कुम्भीशत्रु पात्रपाणिर्नृमणिर्हन्त्रीमुखः सर्पपारुणश्चपावनो नश्य तादितः स्वाहा । इदमालिखन्ननिमिषाय किंवदन्त्य उपश्रुत हर्यक्षाय कुम्भीशत्रवे पात्रपाणये नृमणये हन्त्रीमुखाय सर्पपारुणाय-इदन्न मम ॥ २ ॥ सौत्रमन्त्रः ॥

આ મંત્રો વડે દશ દિવસ સુધી હોમ કરીને પછી સારા વિદ્વાન, ધાર્મિક, વૈદિક મતાનુયાયીઓ પ્રસૂતીગૃહની બહાર ઉભા રહીને અને બાલકનો પિતા અંદર રહીને આશીર્વાદરૂપી નીચે લખેલા મંત્રોનો પાઠ આનંદિત થઇને કરેઃ—

मा नो हासिषुऋर्षयो दैव्या ये तनूपा येनं स्तन्वंस्तनूजाः । अमर्त्या मर्त्याँ अभि नः सचध्वमायुर्धन्त प्रतरं जीवसे नः ॥ अथर्व. कां० ६ अनु० ४ सू० ४१ मं० ३ । इमं जीवेभ्यः परिधिं दधामि मैषां नु गादपरो अर्थमेतम् । शतं जीवन्तः शरदः पुरूचीस्तिरोमृत्युं दधतां पर्वतेन ॥ २ ॥ अथर्व० कां० १२ अ० २ मं० २३ विवस्वान्नो अभयं कृणोतु यः सुत्रामाजीरदानुः सुदानुः इहे मे वीरा बहवो भवन्तु गोमदश्ववन्मय्यस्तु पुष्टम् ॥ ३ ॥ अथर्व० कां० १८ अनु० ३ मं० ६१ ॥

## ॥ इति जातकर्म संस्कारविधिः ॥

---

( शण्डामर्का अलिखन्त० ) હે પરમાત્મન્! દુષ્ટસ્વભાવવાળા મનુષ્યો, તથા જન્તુઓ અને અન્ય પ્રાણિઓથી આ બાળકનું રક્ષણ કરજો.

( मानो० ) હે પરમાત્મન્! દિવ્ય ઋષિયો અમારો પરિત્યાગ ન કરો, શરીર રક્ષક! અમારા શરીરથી ઉત્પન્ન થયેલા અમારા તનુજો અમારો ત્યાગ ન કરો અર્થાત તેઓ દીર્ઘકાળપર્યંત જીવો. હે અવિનાશી પરમાત્મન્! અમે મરણધર્મયુક્ત મર્ત્યોને આપ પ્રાપ્ત થાઓ અને અમને દીર્ઘાયુષ્ આપો.

( इमं जीवेभ्यः ) હે જગદીશ્વર! આપ આ બાળકની આયુમર્યાદા દીર્ઘ કરીને એને દ્રવ્યવાન કરજો, તથા આયુ અને દ્રવ્યની પ્રાપ્તિને માટે તે બ્રહ્મચર્યાદિ સેવન કરે તેમા તું મદદ કરજે કે જેથી તે ૧૦૦ વર્ષ સુધી જીવે.

( विवस्वान् नः )હે આદિત્ય પરમાત્મન્! અમને મરણભયરહિત કરો તથા [illegible] કરો; હે જગત્રાતા આપ અમને સર્વ પ્રકારે અભય કરો. હે જગદીશ્વર! આલોકમાં અમારા પુત્ર પૌત્રાદિકોની વૃદ્ધિ થાઓ તથા ગવ્ય દ્વિપશુ અને પુષ્ટિ કારક અન્ન તથા ધન અમને પ્રાપ્ત થાઓ.

## ॥ नामकरणसंस्कारविधिंवक्ष्यामः ॥

अत्र प्रमाणम् । नाम चास्मै दद्युः ॥ १ ॥ घोषवदाद्यन्तरन्तःस्थमभिनिष्ठानान्तं द्व्यक्षरम् ॥ २ ॥ चतुरक्षरं वा ॥ ३ ॥ द्व्यक्षरं प्रतिष्ठाकामश्चतुरक्षरं ब्रह्मवर्चसकामः ॥ ४ ॥ युग्मानित्वेव पुंसाम् ॥ ५ ॥ अयुजानि स्त्रीणाम् ॥ ६ ॥ अभिवादनीयं च समीक्षेत तन्मातापितरौ विदध्यातामोपनयनात् ॥ ७ ॥ आश्व०गृ०सू० अ० १ खं० १५ सू० ४-५-६-७-८-९-१०

दशम्यामुत्थाप्य पिता नाम करोति । द्व्यक्षरं चतुरक्षरंवा घोषवदाद्यन्तरन्तःस्थं दीर्घाभिनिष्ठानान्तं कृतं कुर्यान्न तद्धितम् अयुजाक्षरमाकारान्तꣳस्त्रियैताद्धितम् । शर्म ब्राह्मणस्य वर्म क्षत्रियस्य गुप्तेति वैश्यस्य ॥ पारस्करगृ०सू०१ -१७-२-४॥

આજ પ્રમાણે ગોભિલિય તથા શૌનક ગૃહ્યસુત્રોમાં પણ લખેલું છેઃ—

ભાવાર્થઃ—નામકરણ અર્થાત્ જન્મેલા બાળકનું સુંદર નામ ધારણ કરવું-પાડવું તે. નામકરણનો સમય જે દિવસે બાળકનો જન્મ થયો હોય ત્યારથી દશ દિવસ છોડીને અગીઆરમે અથવા એકસોને એક અથવા બીજા વર્ષના પ્રારંભમાં જે દિવસે જન્મ થયો હોય તે દિવસે નામ પાડવું. જે દિવસે આ સંસ્કાર કરવો હોય તે દિવસે અતિ પ્રસન્નતાથી પોતાના ઇષ્ટમિત્રો તથા હિતૈષી, સગાંવહાલાંઓને બોલાવી યથાવત સત્કાર કરવો. પ્રથમ સંસ્કારોપયોગી વસ્તુઓ તૈયાર રાખી બાળકનો પિતા તથા ઋત્વિજે ક્રિયાનો પ્રારંભ કરવો. પ્રથમ પૃષ્ઠ ૩ થી પૃષ્ઠ ૨૦ સુધીનો વિષય—ઇશ્વરોપાસના, સ્વસ્તિ વાચન, શાંતિપ્રકરણ તથા અગ્ન્યાધાન આદિ સામાન્યપ્રકરણનો વિધિ કર્યા બાદ આઘારાવાજ્ય ભાગાહુતિ તથા વ્યાહૃતિ આહુતિ આપીને પૃષ્ઠ ૧૬ માં લખ્યા પ્રમાણે (त्वन्नो अग्ने०) ઇત્યાદિ આઠ મંત્રો વડે આઠ અર્થાત્ સર્વે મળીને સોળ ઘૃતાહુતિ કરવી. તત્પશ્ચાત બાળકની માતા બાળકને શુદ્ધ જલ વડે સ્નાન કરાવી સુંદર શુદ્ધ વસ્ત્ર પહેરાવી કુંડપાસે લઇ આવે. આવતા વખતે બાળકના પિતાની પાછળ થઇને પતિની દક્ષિણ બાજુમાં આવી બાલકનું માથું ઉત્તરમાં રાખીને બાળકને તેના પિતાના હાથમાં આપે અને પછી એજ રસ્તે પાછી જઇને પતિની ડાબી બાજુએ પૂર્વાભિમુખે બેસે તત્પશ્ચાત્ પિતા તે બાલકને પોતાની પત્નીના હાથમાં આપે પછી નીચે પ્રમાણે વિધિ કરવોઃ—

ओं प्रजापतये स्वाहा ॥

આ મંત્ર વડે પ્રથમ એક ઘૃતાઆહુતિ આપવી. પછી જે તિથિ તથા નક્ષત્રમાં બાલકનો જન્મ થયો હોય તે તિથિ તથા નક્ષત્રનું નામ ( ચતુર્થી વિભક્ત્યન્ત ) લઇને તે તિથિ તથા નક્ષત્રના દેવતાના નામથી ચાર આહુતિ આપવી પ્રથમ તિથિની, દ્વિતીય તિથિના દેવતાની, તૃતીય નક્ષત્રની અને ચતુર્થ નક્ષત્રના દેવતાની એ પ્રમાણે ચાર આહુતિઓ, તે તિથિ તથા નક્ષત્ર અને તેના દેવતાઓના નામને ચતુર્થી વિભક્તિમાં બોલી અંતમાં સ્વાહા પદ લગાડીને આહુતિ આપવી. જેમકે કોઇ બાલકોને જન્મ પ્રતિપદા અને અશ્વિની નક્ષત્રમાં થયો હોય તોઃ—

ओं प्रतिपदे स्वाहा । ओं ब्रह्मणे स्वाहा । ओं अश्विन्यै स्वाहा । ओं अश्विभ्यां स्वाहा* ॥

તત્પશ્ચાત્ પૃષ્ઠ ઉપર લખેલી સ્વિષ્ટકૃત્ આહુતિ અને પૃષ્ઠ ૧૫ માં લખેલી ચાર વ્યાહૃતિ આહુતિ એમ મળીને પાંચ આહુતિઓ આપવી. પછી બાલકને લઇને તેની માતા આસન પર બરાબર બેસે અને તેનો પિતા બાલકના નાસિકા દ્વારથી નીકળતા વાયુનો સ્પર્શ કરીને:—

कोऽसि कतमोऽसि को नामासि कस्यासि यस्य ते नामामन्महि यन्त्वा सोमेनातीतृपाम । भूर्भुवः स्वः सुप्रजाः प्रजाभिः स्याꣳ सुवीरो वीरैः सुपोषः पोषैः ॥ यजुः० अ० ७ मं० २९.

( ओं कोऽसि कतमोऽस्येषोस्यमृतोऽसि । आहस्पत्यं मासं प्रविशासौ )

"असौ" પદના સ્થાનમાં બાલકનું ઠરાવેલું નામ બોલવું. જો પુત્ર હોય તો નીચે લખ્યા પ્રમાણે બે અથવા ચાર અક્ષરનું ઘોષસંજ્ઞક તથા અંતસ્થ વર્ણ અર્થાત્ પાંચે વર્ગોના પ્રથમ બે અક્ષર છોડીને ત્રીજો, ચોથો, પાંચમો અને ય, ર, લ, વ, એ ચાર અક્ષર નામમાં અવશ્ય આવવા જોઇએ * જેમકેઃ—દેવ અથવા જયદેવ બ્રાહ્મણ હોય તો દેવશર્મા, ક્ષત્રિય હોય તો દેવવર્મા, વૈશ્ય હોય તો દેવગુપ્ત અને શુદ્ર હોય તો દેવદાસ એ પ્રમાણે નામ રાખવું જો પુત્રી

---

* તિથિ દેવતાઃ—૧ બ્રહ્મન; ૨—ત્વષ્ટ; ૩—વિષ્ણુ; ૪—યમ; ૫—સોમ; ૬—કુમાર; ૭—મુનિ; ૮—વસુ; ૯—શિવ; ૧૦—ધર્મ; ૧૧—રૂદ્ર. ૧૨—વાયુ, ૧૩—કામ, ૧૪—અનન્ત, ૧૫—વિશ્વેદેવ, અમાવાસ્યા, પિતર.

નક્ષત્ર દેવતાઃ—અશ્વિની—અશ્વી; ભરણી—યમ; કૃત્તિકા—અગ્નિ; રોહિણી—પ્રજાપતિ; મૃગશીર્ષ—સોમ; આર્દ્રા—રૂદ્ર; પુનર્વસુ—અદિતિ; પુષ્ય—બૃહસ્પતિ; આશ્લેષા—સર્પ; મઘા—પિતૃ; પૂર્વાફાલ્ગુની—ભગ; ઉત્તરા ફાલ્ગુની—અર્યમન્; હસ્ત—સવિતૃ; ચિત્રા—ત્વષ્ટ્રા; સ્વાતિ—વાયુ; વિશાખા—ઇંદ્રાગ્ની; અનુરાધા—મિત્ર; જ્યેષ્ઠા—ઇંદ્ર; મૂલ—નિર્ઋતિ; પૂર્વાષાઢા—અપ્; ઉત્તરાષાઢા—વિશ્વેદેવ; શ્રવણ—વિષ્ણુ; ધનિષ્ઠા—વસુ; શતભિષજ્—વરૂણ, પૂર્વાભાદ્રપદા—અજપાદ; ઉત્તરાભાદ્રપદા—અહિર્બુધ્ન્ય; રેવતી—પૂષન.

( कोऽसि० ) હે પુત્ર ! તું કોણ છે, કેટલામો છે; હે પુત્ર તું અમુક છે તૂં અમૃત છે. તું પરમાત્માની કૃપાએ દિવસના પતિ માસમાં પ્રવિષ્ટ થા, અર્થાત્ દીર્ઘાયુ થા.

( कोसि कतमो० ) હે પુત્ર! તું કોણ છે, કેટલામોછે, કોનો છે, તારૂં નામ શું છે તે અમે પરમાત્માની કૃપાથી જાણીએ, અને તને અનેક પ્રકારના ધનાદિ પદાર્થોથી તૃપ્ત કરીએ કે જેથી તું ભૂમિ અન્તરિક્ષ તથા આદિત્ય લોકના સુખ સમાન આત્મસુખની આશાવાળો, સુપ્રજાવાન તથા પુષ્ટિકારક પદાર્થો વડે વીરાદિ ગુણયુકત થાય.

*ग, घ, ङ, ज, झ, ञ, ड, ढ, ण, द, ध, न, ब, भ, म, આ ઘોષ અને य, र, ल, व આ ચાર અંતઃસ્થ અને ह એ ઉષ્માક્ષર, આમાંનો એક પણ અક્ષર નામમાં હોવો જોઇએ, અને સ્વરમાંથી કોઇપણ સ્વર હોવો જાઇએ. જેમ ( ભદ્રઃ, ભદ્રસેન, દેવદત્ત. ભવ, ભવનાદ, નાગદેવ, રૂદ્રદત્ત, હરિદેવ ) ઇત્યાદિ પુરૂષોના નામ સમાક્ષર હોવાં જોઇએ, અને સ્ત્રિયોનાં વિષમાક્ષર હોવાં જોઇએ. સ્ત્રિયોનાં નામ અંત્યમાં દીર્ઘ સ્વર વાળાં અથવા તદ્ધિતાન્ત હોવાં જોઇએ. જેમકેઃ— શ્રી, હ્રી યશોદા, સુખદા, ગાંધારી, સૌભાગ્યવતી, કલ્યાણી, ક્રીડા, ઇત્યાદિ. પરંતુ સ્ત્રિઓનાં નામ જે મનુ આદિ એ નિષિદ્ધ કહ્યાં છે તેવાં ન રાખવાં જેમકેઃ—

હોય તો એક, ત્રણ અથવા પાંચ અક્ષરનું નામ રાખવું જેમકેઃ—શ્રી, હ્રી, યશોદા, સુખદા, સૌભાગ્યપ્રદા ઇત્યાદિ પછી નિમ્નલિખિત મંત્રો વડે બાલકને જાતકર્મસંસ્કારની પેઠે આશીર્વાદ દેઃ—

ओं स त्वा ह्ने परिददात्वहस्त्वा रात्र्यै परिददातु रात्रिस्त्वाहोरात्राभ्यां परिददात्वहोरात्रौ त्वार्द्धमासेभ्यः परिदत्तामर्द्धमासास्त्वा मासेभ्यः परिददतु मासास्त्वर्त्तुभ्यः परिददत्वृतवस्त्वा संवत्सराय परिददतु संवत्सरस्त्वायुषे जरायै परिददातु असौ ॥

આ પ્રમાણે બાલકનું નામ પાડીને સંસ્કારમાં આવેલાં મનુષ્યોને એ નામ સાંભળાવીને પૃષ્ટમાં લખ્યા પ્રમાણે મહાવામ દેવ્યગાન કરવું. તત્પશ્ચાત્ કાર્યાર્થ આવેલા મનુષ્યોનો આદરસત્કાર કરીને તેમને વિદાય કરવાં અને સર્વે જતી વખતે પૃષ્ટ ૩ થી પૃષ્ટ ૫ માં લખ્યા પ્રમાણે ઇશ્વરસ્તુતિપ્રાર્થનોપાસના કરીને બાલકને આશીર્વાદ દે.

हे बालक ! त्वमायुष्मान् वर्चस्वी तेजस्वी श्रीमान् भूयाः ॥

હે બાલક ! તું આયુષ્માન્, વિદ્યાવાન્, ધર્માત્મા, યશસ્વી, પુરૂષાર્થી, પ્રતાપી, પરોપકારી તથા શ્રીમાન્ થા.

॥ इति नामकरण संस्कारविधिः ॥

---

# अथ निष्क्रमणसंस्कारविधिं वक्ष्यामः ॥

બાળકને ઘરમાંથી બહાર, જ્યાંનો વાયુ શુદ્ધ હોય ત્યાં ભ્રમણ કરાવવાં—ફેરાવવા લઇ જવો તેને નિષ્ક્રમણ કહે છે. આ સંસ્કારનો સમય જ્યારે બાલકની તબિયત સારી અને ઋતુ દિવસ સ્વચ્છ હોય ત્યારે અથવા ચોથા માસમાં અવશ્ય ભ્રમણ કરાવવું. એને માટે પ્રમાણોઃ—

चतुर्थे मासि निष्क्रमणिका सूर्यमदीक्षयति तच्चक्षुरिति ॥ पारस्करगृ० सू० कां०१।कं०१७।५।६।

जननाद्यस्तृतीयो ज्यौत्स्नस्तस्य तृतीयायाम् ॥ गोभि० गृ० सू० प्रपा० २ कं० ८ सू० १

---

नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।
न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥ मनुस्मृ०अ०३श्लो०९

( ऋक्ष ) રોહિણી, રેવતી ઇત્યાદિ ( वृक्ष ) ચંપા, તુલસી વગેરે, ( नदी ) ગંગા, યમુના, સરસ્વતી વગેરે, ( अन्त्य ) ચાંડાલી ઇત્યાદિ, ( पर्वत ) વિંધ્યાચળા, હિમાલયા ઇત્યાદિ, ( पक्षी ) કોકિલા, હંસી ઇત્યાદિ ( अहि ) સર્પિણી, નાગી ઇત્યાદિ (प्रेष्य ) દાસી, કિંકરી ઇત્યાદિ ( भीषण ) ભીમા, ભયંકરી, ચંડિકા ઇત્યાદિ નામો નિષિદ્ધ છે.

( सत्वह्नो० ) આ મંત્રનો અર્થ પૃષ્ટ ઉપર આપવામાં આવ્યો છે.

અર્થઃ—નિષ્ક્રમણ સંસ્કાર કાલના બે ભેદ છે. એક બાલકના જન્મ પશ્ચાત્ ત્રીજા શુક્લ પક્ષની તૃતીયાએ અથવા ચોથા માસમાં જે તિથિએ બાલકનો જન્મ થયો હોય તે તિથિએ આ સંસ્કાર કરવો.

આ સંસ્કારને દિવસે પ્રાતઃકાલ સૂર્યોદય પછી બાલકને શુદ્ધ જલ વડે સ્નાન કરાવી શુદ્ધ સુંદર વસ્ત્ર પહેરાવીને તેની માતા યજ્ઞશાલામાં લઇ આવે; અને પતિની જમણી બાજુએ થઇને તેની સામે આવી બાલકને પોતાના હાથમાં ચતો ઉત્તર તરફનું માથું રાખી પતિના હાથમાં આપે પછી તેજ રસ્તે પાછી આવી પતિના ડાબી બાજુના આવીને ઉભી રહે અને પતિ નિમ્નલિખિત મંત્રો વડે ઇશ્વરની પ્રાર્થના કરેઃ—

+ओं यत्ते सुसीमे हृदयꣳहितमन्तः प्रजापतौ । वेदाहं मन्ये तद्ब्रह्म माहं पौत्रमघं निगाम् ॥ १ ॥ ओं यत्पृथिव्या अनामृतं दिवि चन्द्रमसि श्रितम् ॥ वेदामृतस्याह नाममाहं पौत्रमघꣳरिषम् ॥ २ ॥ ओं इन्द्राग्नी शर्म यच्छतं प्रजापती यथायन्न प्रमीयेत पुत्रो जनित्र्या अधि ॥ ३ ॥

આ પ્રમાણે પ્રાર્થના કરી રહે એટલે સ્ત્રીએ બેસી જવું. ત્યારબાદ પૃષ્ઠ ૧૩ થી પૃષ્ઠ ૧૭ સુધીનો ઇશ્વરોપાસના, સ્વસ્તિવાચન, શાંતિપ્રકરણ આદિ સામાન્ય પ્રકરણોક્ત સઘળો વિધિ કરીને પુત્રના તરફ જોઇ નિમ્ન લિખિત ત્રણ મંત્રો વડે પુત્રના માથા તે સ્પર્શ કરવો.

ओं अङ्गादङ्गात्सम्भवसि हृदयादधिजायसे । आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम् ॥ १ ॥ ओं प्रजापतेष्ट्वा हिंकारेणावजिघ्रामि । सहस्रायुषाऽसौजीव शरदः शतम् ॥ २ ॥ गवां त्वा हिंकारेणावजिघ्रामि । सहस्रायुषाऽसौ जीव शरदः शतम् ॥ ३ ॥ सौत्रमन्त्रः ॥

તત્પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર બાલકના જમણા કાન આગળ પોતાનું મુખ રાખીને પિતા બોલેઃ—

ओं अस्मे प्रयन्धि मघवन्नृजीषिन्निन्द्र रायो विश्ववारस्य भूरेः अस्मे शतꣳशरदो जीवसे धा अस्मे वीरञ्छश्वत इन्द्र शिप्रिन् ॥१॥ ऋ० मं० ३ अ० ३ सू० ३६ मं० १०

નિમ્નલિખિત મંત્ર બાલકના ડાબા કાનમાં જપવોઃ—

ओं इन्द्र श्रेष्ठानि द्रविणानि धेहि चित्तिं दक्षस्य सुभगत्वमस्मे। पोषं रयीणामरिष्टिं तनूनां स्वाद्मानं वाचः सुदिन त्वमह्नाम् ॥ २ ॥ ऋ० अ० २ मं० ३ सू० २१ मं० ६।

---

+ આ મંત્રોના અર્થ ઉપર આપવામાં આવ્યા છે.

( प्रजापतेष्ट्वा० ) હે પુત્ર ! પ્રજાપાલક પરમાત્મા તને દીર્ઘાયુકરી સો શરત્કાલ સુધી જીવાડો.

( गवांत्वा० ) હે પુત્ર ! જેમ ગાય પોતાના વાછરડાને પ્રેમથી સૂંઘે છે તેમ હું તારૂં મસ્તિષ્ક સુંઘું છું. તું દીર્ઘાયુ થઇ સો શરદ્દતુ સુધી જીવ

( अस्मेप्रयन्धि० तथा इन्द्रश्रेष्ठानि० ) આ બે મંત્રોના અર્થ પૃષ્ઠના ઉપર આપવામાં આવ્યા છે.

આ પ્રમાણે મંત્ર બોલી રહ્યા પછી બાળકને તેની માતાના હાથમાં ઉત્તરમાં બાલકનું માથું રાખીને આપવું. અને સ્ત્રીના માથાને પોતાનો હાથ કંઇ બોલ્યાવિના અડકાડવો. પશ્ચાત આનંદપૂર્વક ઉઠીને બાલકને સૂર્યદર્શન કરાવવું અને તે વખતે નિમ્ન લિખિત મંત્ર બોલવોઃ—

ओं तच्चक्षु र्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतꣳ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ यजुः० अ० ३६ मं० २४

આ મંત્ર બોલીને થોડીવાર બાલકને શુદ્ધવાયુમાં ભ્રમણ કરાવી યજ્ઞશાલામાં લાવવો. બાદસર્વે એઃ-

त्वं जीव शरदः शतं वर्धमानः ॥

આ વચન બોલીને બાલકને આશીર્વાદ દેવો. તત્પશ્ચાત્ બાલકના માતાપિતા સંસ્કારમ આવેલાં સ્ત્રીપુરૂષોનો યથાયોગ્ય સત્કાર કરીને વિદાય કરે, પછી જ્યારે રાત્રિમા ચંદ્રમા પ્રકાશમાન થાય ત્યારે બાલકની માતા બાલકને શુદ્ધ તથા ઋતુઅનુસાર વસ્ત્રો પહેરાવી, પતિની જમણી બાજુએથી પતિની સામે આવી બાલકને તેના હાથમાં બાલકનું માથુ ઉત્તરમાં રાખી આપે; અને પછી તેજ રસ્તેથી પાછી આવી ડાબી બાજુએ આવી પોતાની અંજલી પાણીથી ભરી ચંદ્રની સન્મુખ ઉભા રહીઃ—

ओं यददश्चन्द्रमसि कृष्णं पृथिव्याहृदयꣳ श्रितम् । तदहं विद्वाꣳस्तत्पश्यन्माहं पौत्रमघꣳ रुदम् ॥ १ ॥

આ મંત્રવડે પરમાત્માની સ્તુતી કરીને જલ પૃથ્વી ઉપર છોડી દેવું. પશ્ચાત્ બાલકની માતા ફરીથી પતિની પાછળ થઇ પતિના જમણા ભાગમાં થઇને સન્મુખ આવી, પતિના હાથમાંથી પુત્રને લઇ, તેજ રસ્તે પાછી ડાબી બાજુએ આવી બાલકનું ઉત્તર તરફનું માથું રાખી ઉભી રહે અને બાલકને, પિતા પોતાની અંજલી જલથી ભરીને ( ओं यददश्च० ) એજ મંત્રવડે પરમેશ્વરની પ્રાર્થના કરીને જલને પૃથ્વીપર નાંખીદે અને બંને જણે પ્રસન્ન વદને ઘરમાં જવું.

इति निष्क्रमणसंस्कारविधिः ।



( तच्चक्षु० ) હે પરમાત્મન્ ! આપની કૃપા તથા વિદ્યાવડે આપની રચનાને જોઇ, આપની સાથે યુક્ત થઇને, નિરોગી બની સમસ્ત ઇન્દ્રિયો સહિત સો વર્ષ સુધી જીવિયે, સત્યશાસ્ત્રો તથા આપના ગુણો સાંભળીએ; વેદાદિને ભણાવીએ તથા સત્યનો ઉપદેશ કરીએ. કદી પણ કોઇ વસ્તુને માટે પરાધીન ન થતાં સ્વતંત્ર રહીને નિરન્તર આનંદિત રહીએ અને બીજાઓને આનંદિત કરીએ

( यददश्चन्द्र० ) આ મંત્રનો અર્થ ઉપર આપવામાં આવ્યો છે.

# अथान्नप्राशनविधिं वक्ष्यामः ॥

બાલકની શક્તિ જ્યારે અન્નપચાવવા યોગ્ય થાય ત્યારેજ અન્નપ્રાશન સંસ્કાર કરવોઃ—

षष्ठे मास्यन्नप्राशनम् ॥ १ ॥ घृतौदनं तेजस्कामः ॥ २ ॥ दधिमधुघृतमिश्रितमन्नं प्राशयेत् ॥ ३ ॥ आश्व० गृ० सू० अ० १ कं० १६ सू० १-४-५

આજ પ્રમાણે પારસ્કરાદિ ગૃહ્યસૂત્રોમાં પણ છે.

છઠ્ઠે મહિને બાલકને અન્ન પ્રાશન કરાવવું. અને પોતાના બાલકને તેજસ્વી કરવું હોય તેણે ઘી અને ભાત અથવા દહીં, ઘી તથા મધ એ ત્રણેની સાથે ભાત મેળવીને ખવરાવવો. આ સંસ્કારને દિવસે નિમ્ન લિખિત વિધિ કરવો. પ્રથમ પૃષ્ઠ ૩ થી પૃષ્ઠ ૯ સુધીમાં લખ્યા પ્રમાણેનો ઇશ્વર પ્રાર્થના શાંતિપ્રકરણ, સ્વસ્તિવાચન, અગ્ન્યાધાન, સમિદાધાન, જલ પ્રોક્ષણ, આઘારાવાજ્યભાગાહુતિ, વ્યાહૃતિ આહુતિ વગેરે સંપૂર્ણ વિધિ કરીને જે દિવસે બાલકનો જન્મ થયો હોય તેજ દિવસે અર્થાત્ તે તિથિએ આ સંસ્કાર કરવો; અને નીચે લખ્યા પ્રમાણે ભાત તૈયાર કરવોઃ—

ओं प्राणाय त्वा जुष्टं प्रोक्षामि । ओं अपानाय त्वा० । ओं चक्षुषे त्वा० । ओं श्रोत्राय त्वा० । ओं अग्नये स्विष्टकृते त्वा० ॥

આ પાંચે મંત્રોનો ભાવાર્થ એ છે કે ચોખાને ધોઇ બરાબર શુદ્ધ કરીને પકવવા; અને શીઝતી વખતે ભાતમાં યથા યોગ્ય ઘી નાંખી દેવું જ્યારે બરાબર શીઝી રહે ત્યારે ઉતારી તેને ઠંડા પડતા દઇ પછી હોમ સ્થાલીમાં નિમ્ન લિખિત મંત્રોવડે કાઢવોઃ—

ओं प्राणाय त्वा जुष्टं निर्वपामि । ओं अपानाय त्वा० । ओं० चक्षुषे त्वा० । ओं श्रोत्राय त्वा० । ओं अग्नये स्विष्टकृते त्वा० ॥

આ પાંચ મંત્રોવડે કાર્યકર્તા યજમાને પુરોહિત તથા ઋત્વિજોને પૃથક્ પૃથક્ પાત્રોમાં ભાત કાઢી આપવો અને પોતે પણ લેવો. પછી નિમ્ન લિખિત મંત્રોવડે તે ભાતમાંથી આહુતિ આપવી.

देवीं वाचमजनयन्त देवास्तां विश्वरूपाः पशवो वदन्ति । सा नो मन्द्रेषमूर्जं दुहाना धेनुर्वागस्मानुपसुष्टुतैतु स्वाहा ॥ इदं वाचे इदन्न मम ॥

ऋ० मं० ८ अ० १० सू० १०० मं० ११

ओं वाजो नोऽअद्य प्रसुवाति दानं वाजो देवाँ ऋतुभिः कल्पयाति । वाजो हि मा सर्ववीरं जजान विश्वा आशा वाजपतिर्जयेयᳪ स्वाहा । इदं वाचे वाजाय इदन्न मम ॥ यजुः० अ० १८ मं० ३३.

આ બે મંત્રોવડે બે આહુતિ આપવી. પશ્ચાત એજ ભાતમાં ઘી નાંખીનેઃ—

---

( देवीं वाच० ) હે પ્રભુાધિપતિ પરમાત્મન! ઉત્તમ વાણી, રસભરિત અન્ન અને વીર આદિ ગુણવાન સંતતિ અમને પ્રાપ્ત થાય એવી કૃપા કરો.

( वाजो नो० ) હે અન્નપતે ભગવન્! જેમ જગતમાં સર્વ પદાર્થોમાં અન્ન અત્યન્ત પ્રશંસાયોગ્ય છે, તેમજ આ મારા પુત્રને આ અન્નના જેવા ગુણવાળો કરો, કે જેથી તે પરાક્રમાદિ ગુણસંપન્ન થઇ વિજય પ્રાપ્ત કરે.

ओं प्राणेनान्नमशीय स्वाहा । इदं प्राणायइदन्न मम ॥ १ ॥ ओं अपानेन गन्धानशीयस्वाहा । इदमपानाय इदन्न मम ॥ २ ॥ ओं चक्षुषा रूपाण्यशीय स्वाहा । इदं चक्षुषे-इदन्न मम ॥ ३ ॥ ओं श्रोत्रेण यशोऽशीय स्वाहा । इदं श्रोत्राय इदन्न मम ॥ ४ ॥ सौत्रमन्त्रः ॥

આ મન્ત્રોવડે ચાર આહુતિ આપીને ( ओं यदस्य कर्मणो० ) પૃષ્ઠ ૧૬ ઉપર લખ્યા પ્રમાણેની સ્વિષ્ટકૃત આહુતિ એક તથા પૃષ્ઠ ૧૫ ઉપર લખેલી વ્યાહૃતિ આહુતિ ચાર, અને પૃષ્ઠ ૧૬ ઉપર લખેલી ( ओं त्वन्नो अग्ने० ) ઈત્યાદિ વડે આઠ આજ્યાહુતિ મળીને બાર આહુતિઓ આપવી, તત્પશ્ચાત્ આહુતિ આપતા વધેલા ભાતમાં દહીં, મધ તથા ઘી યથાયોગ્ય મેળવી, બાગ્ન સુગંધયુક્ત ભાત સાથે મેળવી બાલકને રૂચિ પ્રમાણે નિમ્ન લિખિત મંત્ર વડે ખવરાવવોઃ—

ओं अन्नपतेऽन्नस्य नो देह्यनमीवस्य शुष्मिणः । प्रप्रदातारं तारिष ऊर्ज्जं नो धेहि द्विपदे चतुष्पदे ॥ यजुः० अ०११ मं० ८३

આ મંત્ર વડે ભાત ખવરાવી બાલકનું મુખ ધોઇ પોતાના હાથ ધોઇ નાંખવા પશ્ચાત્ પૃષ્ઠ માં લખ્યા પ્રમાણે ૧૮ મહાવામદેવ્યગાન કરીને બાલકનાં માતપિતા તથા અન્ય વૃદ્ધ સ્ત્રીપુરૂષો સંસ્કારમાં આવ્યાં હોય તેમણે પરમાત્માની પ્રાર્થના કરીનેઃ—

त्वमन्नपतिरन्नादो वर्धमानो भूयाः ॥

આ વાક્ય બોલીને બાલકને આશીર્વાદ દે. પછી સંસ્કારમાં આવેલા પુરૂષોનો સત્કાર બાલકનો પિતા અને સ્ત્રિઓનો બાલકની માતાએ કરીને તેમને સત્કાર પૂર્વક વિદાય કરવાં.

इत्यन्नप्राशनसंस्कारविधिः ॥



---

( प्राणेनान्न० ) હે બાલક ! તું પ્રાણવડે અન્ન ખા. ( अपानेन० ) અપાનવડે ગંધનો ઉપભોગ કર. ( चक्षुषा० ) ચક્ષુવડે રૂપનો ઉપભોગ કર. ( श्रोत्रेण० ) શ્રોત્ર વડે યશ સાંભળ. ( બાલકને એવો ખોરાક ખવરાવવો કે જેથી તેના પ્રાણ બલવાન્ થાય, ચક્ષુનું તેજ કાયમ રહે. ટુંકામાં બળ, બુદ્ધિ તથા સ્મૃતિવર્દ્ધક ખોરાક હમેશાં આપવો જોઇએ ભાષાન્તર કર્તા. )

( अन्नपते० ) હે અન્નપતે ! આપ અમને બલકારી તથા રોગ નાશક અન્ન સદૈવ આપો. સુખ, દુઃખોથી ઉદ્ધાર કરનાર અન્નનો દાતા મારૂં બાલક થાય; તથા અમને અમારે તથા પશુઓને માટે પરાક્રમ યુક્ત, બલિ દાતા અન્ન આપ.

( त्वमन्नपति० ) હે બાલક ! તું અન્નપતિ અર્થાત્ અન્નનો માલિક થઇ બલિષ્ઠ થઇને દીર્ઘાયુ થા.

# अथ चूडाकर्मसंस्कारविधिं वक्ष्यामः ॥

આ ચૂડાકર્મ સંસ્કાર આઠમો છે; એને કેશચ્છેદન સંસ્કાર પણ કહે છે. એને માટે આશ્વલાયનનો મત આ પ્રમાણે છેઃ—

तृतीये वर्षे चौलम् ॥ १ ॥ उत्तरतोऽग्नेर्व्रीहियवमाषतिलानां ( पृथक्पूर्ण इत्यपि ) शरावाणि निदधाति ॥२॥ आश्व० गृ० सू० अ० १ कं० १७ सू० १–२

सांवत्सरिकस्य चूडाकरणम् ॥ पार० गृ० सू० कां २ कं० १ । सू० १ ।

આ પ્રમાણે ગોભિલીય ગૃહ્યસૂત્રનો પણ મત છે. આ ચૂડાકર્મ અર્થાત્ મુંડન બાળકના જન્મથી ત્રીજા વર્ષે અથવા પ્રથમ વર્ષમાં, ઉત્તરાયણકાલ શુક્લ પક્ષમાં જે દિવસે શુભ દિવસ ( વાદળાં વગેરેથી આચ્છાદિત ન હોય તથા પવન વધારે ન ચાલતો હોય એવા દિવસને શુભ દિવસ કહેવો ) હોય ત્યારે આ સંસ્કાર કરવો. વિધિઃ—

પ્રથમ કુંડ તૈયાર કરાવી, સમિધા તથા પાણી આજ્યસ્થાલી વગેરે તૈયાર રાખવું. પછીથી માટીનાં ચાર કોડિયા અગર ખાખરી કે બીજા કોઇ પાંદડાના પડિયા લઇને એકમાં ચોખા બીજામાં જવ, ત્રીજામાં અડદ અને તલ ભરીને વેદિની ઉત્તર દિશામાં મૂકવા; અને પછી પૃષ્ઠ ૩ થી પૃષ્ઠ ૮ સુધી લખેલા ઇશ્વર પ્રાર્થના, સ્વસ્તિ વાચન તથા શાંતિપ્રકરણ તથા અગ્ન્યાધાન, સમિદાધાન અને ઘૃતની પંચાહુતિ આપ્યા બાદ કુંડની ચારે બાજુએ જલપ્રેક્ષણ કરીને આઘારાવાજ્યભાગાહુત ચાર અને વ્યાહૃતિ આહુતિ ચાર તથા પૃષ્ઠ ૧૬ મા લખેલી (त्वन्नो अग्ने० ) ઇત્યાદિ આઠ મળી સોળ ઘૃતાહુતિ આપવી. પછી પૃષ્ઠ ૧૫ મા લખેલી ( ओं भूर्भुवः स्वः તથા अग्न आयूंषि० ) ઇત્યાદિ મંત્રો વડે ચાર આજ્યાહુતિ પ્રધાન હોમની આપી, ફરીથી વ્યાહૃતિ આહુતિ ચાર તથા સ્વિષ્ટકૃત્ આહુતિ એક મળી પાંચ ઘીની આહુતિ આપવી. આટલું કાર્ય કર્યા પછી કાર્ય કર્તા યજમાને પરમાત્માનું ધ્યાન ધરી હજામના સામું જોઇ બાળકને તેના સામું બેસાડી પોતે બાળકની પાછળ બેસેઃ—

ओं आयमगन्त्सविता क्षुरेणोष्णेन वाय उदकेनेहि । अदित्या रुद्रा वसव उन्दन्तु सचेतसः सोमस्य राज्ञो वपत प्रचेतसः ॥ अथर्व० कां० सू० ६८ मं० १ ॥

આ મંત્ર વડે બાળકના પિતાએ કિંચિત્ ઉષ્ણ અને કિંચિત્ ટાઢું પાણી બે પાત્રોમાં લઇને ( उष्णेन वाय उदकेनेधि ) આ મંત્ર બોલી તે બંને પાત્રમાંનું જલ એકમાં કરી નાખવું પછી થોડું પાણી અને થોડું માખણ અથવા દહીંની ઉપરની મલાઈ લઇઃ—

ओं अदितिः श्मश्रु वपत्वाप उन्दन्तु वर्चसा । चिकित्सतु प्रजापतिर्दीर्घायुत्वाय चक्षसे ॥ १ ॥ अथर्व० कां० ६ सू० ६८ मं० २

---

( आयमग० ) હે સર્વ પ્રેરક સવિતા પરમાત્મન્ ! આ અસ્ત્રાને ધારવાળો કરજેઃ હે વાયો ! તું આ ગરમ જલની સાથે આવી એને જેવું જોઇએ તેવું રાખજે. હે આદિત્ય, રુદ્ર તથા વસુ પરમાત્મન્ ! આપ આ બાલનું શિર આર્દ્ર કરો. વરુણના સમા આર્દ્ર, સોમ સમાન શીતલ અને દીપ્તિમાન અસ્ત્રા વડે આ બાલકના કેશ દૂર કરો.

( अदिति० ) અવિનાશી પરમાત્મા દીર્ઘાયુષ અને દીર્ઘદૃષ્ટિને માટે આ બાલકના કેશનું વપન કરો, સર્વવ્યાપક પરમાત્મા પોતાના તેજવડે તેના કેશને આર્દ્ર કરો, તથા પ્રજાપતિ પરમાત્મા તેને સર્વ રોગોમાંથી બચાવો.

ओं सवित्रा प्रसूता दैव्या आप उन्दन्तु । ते तनूं दीर्घायुत्वाय वर्चसे॥ २ ॥ सौत्रमन्त्रः ॥

આ મંત્રો બોલી બાલકના માથામાં તે પાણી તથા માખણ ઘસવું અને વાળને બરાબર પલાળવા. પશ્ચાત્ કાંસકી વડે વાળને ઓલાને એકઠા કરવા. પછી નિમ્ન લિખિત મંત્ર બોલી ત્રણ દર્ભ લેવાઃ—

ओं ओषधे त्रायस्वैनꣳ मैनꣳ हिꣳसीः ॥ यजुः० अ० ६ मं० १५ ॥

પછી જમણી બાજુના વાળ હાથમાં ઝાલીનેઃ—

ओं विष्णोर्दंष्ट्रोसि ॥ सा० मं० ब्रा० प्र० १ खं० ६ मं० ४

આ મંત્ર બોલી અસ્રાસામું જોઇઃ—

ओं शिवो नामासि स्वधितिस्ते पिता नमस्ते मामा हिꣳसीः ॥ यजुः० अ० ३ मं० ६३ पूर्वार्द्धः ॥

આ મંત્રનો જપ કરી અસ્રાને જમણા હાથમાં લઇઃ—

ओं स्वधिते मैनꣳ हिꣳसीः यजुः० अ० ७ मं० १५

ओं निवर्त्तयाम्यायुषेऽन्नाद्याय प्रजननाय रायस्पोषाय सुप्रजास्त्वाय सुवीर्याय ॥ यजुः० अ० ३ मं० ६३ उत्तरार्द्धः ॥

આ બન્ને મંત્રો બોલી અસ્રો તથા દર્ભ વાળની પાસે લઇ જઇઃ—

ओं येनावपत्सविता क्षुरेण सोमस्य राज्ञो वरुणस्य विद्वान् । तेन ब्रह्माणो वपतेदमस्य गोमानश्ववानयमस्तु प्रजावान् ॥ अथ० कां० ६० सू० ६८ मं० ३

આ મંત્ર બોલી દર્ભ સહિત તે વાળને કાપવા+ અને એ કાપેલા વાળ અને દર્ભ શમી વૃક્ષના પાંદડાં સહિત ( પ્રથમથી લાવી રાખ. અહીં મૂકવાં જોઇએ ) બાલકનાં માતાપિતા એક સકોરામાં

---

( सवित्रा ) સૂર્યવડે ઉત્પન્ન થયેલું દિવ્ય જલ તને આર્દ્ર કરો, અને તને વર્ચસ્વી તથા દીર્ઘાયુ કરો.

( ओषधे० ) હે ઓષધે ! તું આ બાલકની રક્ષા કર.

( शिवोनामासि० ) હે પરમાત્મન્ ! તારૂં નામ–શિવ–સુખદાયક છે. તું અવિનાશી હોવાથી વજ્રમય છે. તને મારા નમસ્કાર છે તું મારૂં રક્ષણ કર.

( स्वधिते० ) હે અવિનાશી પરમાત્મન્ ! આ બાલકની રક્ષા કર.

( निवर्त्तया० ) હે પરમાત્મન્ ! આ બાલકને દીર્ઘાયુ, અન્નાદિ પદાર્થોનો સ્વામી, તથા પ્રજાવાન્, બલવાન્ શરીર તથા આત્માવાળો, અને સુવર્ણ તથા વિદ્યા આદિ ઉત્તમ ધનો વડે પુષ્ટ કર.

( येनावपत् ) જેવી રીતે સૂર્ય કિરણો વડે ઓષધિના રસ તથા જલને વૃષ્ટિદ્વારા પૃથ્વી ઉપર મોકલે છે, તેમ કેશનું ધીરે ધીરે ( બાલકના પિતાએ ) છેદન કરવું. જગત્ પિતા પરમાત્માની કૃપાથી આ બાલક વિદ્વાન્ થાય એજ હેતુથી વિદ્વાનો કેશનું વપન કરે જેથી એને સુખ થાય. બાલક આયુષ્માન્ થઇ સુખ પૂર્વક સો વર્ષ સુધી જીવો.

+ કેશ છેદનની રીતિ આ પ્રમાણે છેઃ—દર્ભ તથા કેશ બંને યુક્તિથી પકડીને વાળને અસ્ત્ર વડે અથવા કાતર વડે કાપવા.

મૂકે. જો કેશ છેદન વખતે કોઇ વાળ ઉડીને બહાર પડયો હોય તો તે છાણવડે ઉઠાવીને તે શકોરાં અથવા તેની પાસે મૂકવો. તત્પશ્ચાતઃ—

ओं येन धाता बृहस्पतेरग्नेरिन्द्रस्य चायुषेऽवपत् । तेन त आयुषे वपामि सुश्लोक्याय स्वस्तये ॥ आश्व० गृ० सू० अ० १ कं० १७ सौ० मं० १२

આ મંત્ર વડે બીજી વાર બીજી બાજુના વાળ કાપી એજ પ્રમાણે શકોરામાં મૂકવા. તત્પશ્ચાતઃ—

ओं येन भूयश्च रात्र्यं ज्योक् च पश्यातिं सूर्यम् । तेन त आयुषे वपामि सुश्लोक्याय स्वस्तये ॥ आश्व० गृ० सू० अ० १ कं० १७ सौ० मं० १२

આ મંત્ર વડે ત્રીજી વાર એજ પ્રમાણે કેશ કાપી ઉપર લખેલા ત્રણે મંત્રો, " ओं येनावपत्० " " ओं येनधाता० " " ओं येन भूयश्च० " અને

येन पूषा बृहस्पतेर्वायोरिन्द्रस्य चावपत । तेन ते वपामि ब्रह्मणा जीवातवे जीवनाय दीर्घायुष्ट्वाय ॥ सा० मं० ब्रा० मपा० १ खं० ६ मं० ७

આ પ્રમાણે ચાર મંત્રોવડે ચોથી વાર કેશ કાપવા અર્થાત્ પ્રથમ દક્ષિણ બાજુના કેશ કાપવાનો વિધિ પૂરો થયા પછી ડાબી બાજુના કેશ કાપવાનો વિધિ કરવો. તત્પશ્ચાત્ પછવાડેના તથ આગલના વાળ કાપવા. પરંતુ ચોથી વાર વાળ કાપતી વખતે " येन पूषा० " ને બદલે નિમ્નલિખિત મંત્ર બોલવોઃ—

ओं येन भूरिश्चरादिवं ज्योक् च पश्चाद्धि सूर्यम् । तेन ते वपामि ब्रह्मणा जीवितवा जीवनाय सुश्लोक्याय स्वस्तये ॥१॥ पार०गृ०सू०कां०२कं०१सो०मं०१६

આ પ્રમાણે કેશ છેદન થઇ રહ્યા પછીઃ—

त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यद्देवेषु त्र्यायुषं तन्नोऽअस्तु त्र्यायुषम् यजुः० अ० ३ मं० ६२

આ એક મંત્ર બોલી માથાની પાછળના વાળ કાપી એજ મંત્ર ફરીથી બોલી બાલકના માથા ઉપર પોતાનો હાથ ઉંધો ફેરવવો અને પછી અસ્રો હજામના હાથમાં આપી દેવો. અનેઃ—

ओं यत् क्षुरेणमर्चयता सुपेशसा वप्ता वपसि केशान् । शुन्धि शिरो मास्यायुः प्रमोषीः ॥ अथर्व० कां० ८ अ० १ सू० २ मं० १७

---

( येन धाता० येन भूयश्च० ) જે સામર્થ્યવડે ધાતા પરમેશ્વરે બૃહસ્પતિ, પ્રલ્હાદ, અગ્નિ, સૂર્ય એમના આયુષ્યને માટે નિયમ સ્થાપિત કર્યો છે, તે પરમાત્માના સામર્થ્ય વડે હે બાલક! તારા આયુ, ઉત્તમ વિદ્યા તથા કલ્યાણને માટે તારા કેશનું છેદન કરૂં છું.

( येन पूषा० ) હે બાલ! જે સામર્થ્ય વડે પુષ્ટિકારક પરમાત્માએ બૃહસ્પતિ, વાયુ તથા સૂર્ય એમના આયુષ્યન માટે નિયમ સ્થાપિત કર્યો છે, તે વડે હું તારા આરોગ્ય જીવન, દીર્ઘાયુ તથા તેજ વૃદ્ધિ અર્થે તારા કેશનુ છેદન કરૂં છું.

( येन भूरिश्च० ) આ મંત્રનો અર્થ પણ ( येन पुषा० ) મંત્રના જેવોજ છે.

( त्र्यायुषम० ) હે પરમાત્મન્! આપની કૃપા વડે અમે પૂર્વના વિદ્વાનોની પેઠે ત્રણ સો વર્ષ સુધી જીવિયે અને ત્યાં સુધી અમારી નેત્રાદિ ઇંદ્રિયો પણ બળવાન રહે.

( यत् क्षुरेण० ) હે નાપિત (હજામ)! તુ સારા ધારવાળા અસ્રા વડે વાળનું છેદન કરે છે.

આ મંત્ર બોલી હજામની પાસે અસ્ત્રાને પથરીપર સારી ધાર કઢાવી બાલકના પિતાએ હજામને કહેવું કે આ શીતોષ્ણ જલ વડે બાલકનું માથું સારી રીતે હલકા હાથે ભિંજવીને સાવધાનીથી કંઇ અસ્ત્રો લાગે નહીં તેવી રીતે મુંડ. આટલું કહીને કુંડની ઉત્તર દિશામાં હજામને બેસાડી તેના સામો બાલકને પૂર્વાભિમુખ બેસાડી માથામાં જેટલા વાળ રાખવા હોય તેટલા રાખી બાકીના મુંડાવી નાંખવા. અથવા પ્રથમ વાર બધા કાઢી નખાવી પછીથી બીજી વારના ઉગે ને રખાવવા. જ્યારે ક્ષૌર થઇ રહે ત્યાર પછી કુંડની પાસે મૂકેલાં કોઠાવામાંના પદાર્થો હજામને આપી દેવા અને મુંડત કરેલા વાળ, તથા દર્ભ, છાણ, શમીપત્ર વગેરે પણ હજામને લઇ જવા કહેવું. તે વાળ તથા દર્ભ વગેરે હજામે લઇ જઇને જંગલમાં એક ખાડો ખોદી તેમા દાટી દેઇ ઉપર માટી નાંખવી અથવા તળાવ, ગૌશાળા કે નદીને કીનારે લઈ જઇને દાટી દેવા અથવા હજામની સાથે કોઇને મોકલીને તે પ્રમાણે કરાવી લેવું. હજામને વસ્ત્ર તથા ધનથી સંતુષ્ટ કરવો. ક્ષૌર કર્મ પૂર્ણ થયા પછી બાલકના માથામાં માખણ અથવા દહીની ઉપરની મલાઇ ઘસી શુદ્ધ જલ વડે સ્નાન કરાવી ઉત્તમ વસ્ત્રો પહેરાવી બાલકના પિતાએ તેને પોતાની પાસે શુભાસન ઉપર પૂર્વાભિમુખ બેસાડવો અને પૃષ્ઠ ૧૮માં લખ્યા પ્રમાણે સામવેદનું મહાવામદેવ્યગાન કરી બાલકની માતા સ્ત્રિઓનો અને પિતા પુરૂષોનો યથા યોગ્ય સત્કાર કરી તેમને વિદાય કરે, તેઓએ જતી વખતે પરમેશ્વરનું ધ્યાન ધરવું:—

ओं त्वं जीव शरदः शतं वर्धमानः ॥

આ પ્રમાણે બોલી બાલકને આશીર્વાદ દેવો. અને પોતાને ઘેર જવું. બાલકનાં માતાપિતાએ પ્રસન્ન રહી બાલકને પ્રસન્ન રાખવો.

इति चूडाकर्म संस्कारविधि ॥

---

# अथ कर्णवेधसंस्कारविधिं वक्ष्यामः ॥

## अत्र प्रमाणम्–कर्णवेधो वर्षे तृतीये पञ्चमे वा ॥ १ ॥ पार० गृ० सू०

બાલકના કર્ણ અથવા નાસિકા વિંધવાનો સમય જન્મથી ત્રીજા અથવા પાંચમા વર્ષમાં છે. જે દિવસ કાન કે નાસિકા વિંધવાને કક્ષી કર્યો હોય, તે દિવસે બાલકને પ્રાતઃકાલમાં શુદ્ધ જલ વડે સ્નાન કરાવી વસ્ત્રાલંકાર ધારણ કરાવી બાલકની માતા યજ્ઞશાલામાં લઇ આવે ત્યાર બાદ પૃષ્ઠ ૩ થી પૃષ્ઠ ૧૭ સુધીમા લખેલો સઘળો વિધિ કરીને બાળકની આગળ કંઇ ખાવાનો પદાર્થ અથવા રમવાનુ કંઇ સાધન મૂકીને:—

ओं भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ यजुः० अ० २५ मं० २१

આ મંત્ર બોલીને ચરક સુશ્રુતાદિ વૈદ્યક ગ્રંથોને જાણનાર સદ્વૈદ્ય કે જે નસ આદિ બચાવીને વિંધી શકે તેના હાથે જમણો કાન અથવા નાક વિંધાવવુ અને:—

---

આ બાળકનુ માથું વાળ કાઢીને શુદ્ધ (દેદીપ્યમાન્) કર. તેના આયુષ્યને હાનિ ન થાય તેમ કર. (અર્થાત્ હજામને ઘણી સંભાળથી વાળ કાઢવાનું કહેલું છે.)

(भद्रं कर्णेभिः०) હે પરમાત્મન્! અમે નિત્ય કાન વડે કલ્યાણની વાતો સાંભળીએ; આંખો વડે આનંદને જોઇએ; તથા સ્થિર-સુદૃઢ-અંગોવડે તારૂં યજન કરીએ તથા તારીજ સ્તુતિ કરીએ, અને એટલા માટે તું અમને હિતકારક-વિઘ્ન રહિત-આયુ પ્રદાન કર.

वृक्ष्यन्ती वेदागंनीगन्ति कर्णं प्रियश्सखायं परिषस्वजाना । योषेव शिङ्क्ते वितता धिधन्वञ्ज्याऽइयश्सर्मने पारयन्ती ॥ यजुः० अ० २९ मं० ४०

આ મંત્ર બોલીને ડાબો કાન વિંધાવવો. પછી વૈદ્યો તે છિદ્રોમાં સળી ઘાલી મૂકવી કે જેથી છિદ્ર પુરાઇ જાય નહિ; અને તેના ઉપર એવી ઓષધી લગાવવી કે જેથી કાન પાકે નહિ અને જલદીથી રૂઝાઇ જાય.

॥ इति कर्णवेधसंस्कारविधिः ॥

## ॥ अथोपनयन* संस्कारविधिं वक्ष्यामः ॥

अत्र प्रमाणानि—अष्टमे वर्षे ब्राह्मणमुपनयेत् ॥ १ ॥ गर्भाष्टमे वा ॥ २ ॥ एकादशे क्षत्रियम् ॥ ३ ॥ द्वादशे वैश्यम् ॥ ४ ॥ आषोडशाद् ब्राह्मणस्यानतीतः कालः ॥ ५ ॥ आद्वाविंशात्क्षत्रियस्य, आचतुर्विंशाद्वैश्यस्य, अतऊर्ध्वं पतितसावित्रीका भवन्ति ॥ ६ ॥ आश्व० गृ० सू० अ०१ कं० १९ सू० १–६

આ પ્રમાણે પારસ્કરાદિ ગૃહ્ય સૂત્રોમાં પણ છે.

અર્થઃ—જે દિવસે જન્મ થયો હોય, અથવા જે દિવસે ગર્ભ રહ્યો હોય તેનાથી આઠમે વર્ષે બ્રાહ્મણનો, જન્મ અથવા ગર્ભથી અગીયારમે વર્ષે ક્ષત્રિયનો અને જન્મ અથવા ગર્ભથી બારમાં વર્ષમાં વૈશ્યના બાલકનો યજ્ઞોપવીત સંસ્કાર કરવો. બ્રાહ્મણનો સોળમા, ક્ષત્રિયનો બાવીસમા અને વૈશ્યનો ચોવિસમા વર્ષ પહેલાં આ સંસ્કાર થવો જોઇએ. જો એટલી મુદતમાં ન થાય તો પછી તેઓને પતિત માનવા.

ब्रह्मवर्चसकामस्य कार्यं विप्रस्य पञ्चमे ।
राज्ञो बलार्थिनः षष्ठे वैश्यस्येहार्थिनोऽष्टमे ॥ मनुः० अ० २ श्लो० ३७ ॥

અર્થઃ—જેને જલદીથી વિદ્યા, બળ તથા વ્યવહાર કરવાની ઇચ્છા હોય અને જો તે બાલક પણ ભણવામાં સમર્થ હોય તો બ્રાહ્મણના બાળકનો પાંચમે વર્ષે, ક્ષત્રિયના બાલકનો છઠ્ઠે વર્ષે અને વૈશ્યના બાલકનો આઠમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવો. પરંતુ જ્યારે બાલકના માતાપિતાનો વિવાહ પૂર્ણ યુવાવસ્થા અર્થાત્ યથાયોગ્ય બ્રહ્મચર્ય પાલન કર્યા પછી થયો હોય તોજ આ વાત સંભવે છે. કારણ કે તેઓનોજ બાલક એવાં ઉત્તમ બુદ્ધિમાન્ અને ભણવામાં શીઘ્ર બુદ્ધિવાળાં હોય છે. જ્યારે એમ માલૂમ પડે કે બાલકનું શરીર અને બુદ્ધિ ભણવા યોગ્ય થયાં ત્યારે પણ યજ્ઞોપવીત કરે.

યજ્ઞોપવીતનો સમય—ઉત્તરાયણસૂર્ય અને

वसन्ते ब्राह्मणमुपनयेत् । ग्रीष्मे राजन्यम् । शरदि वैश्यम् । सार्वकालमेके ॥ शतपथब्रा० ॥

---

( वक्ष्यन्ती० ) હે જગદીશ્વર ! અમે વેદાદિવિદ્યાઓને સારીરીતે પ્રાપ્ત કરીએ, તથા તેનો સદા સત્ય ઉપદેશ કરીએ, તથા સર્વ શક્તિમાન્ પરમાત્માની સદા ભક્તિ કરીએ.

*ઉપ સમીપ અને નયન–પ્રાપ્ત કરવું અથવા થવું.

( ब्रह्मचर्य० ) હું બ્રહ્મચર્યાશ્રમને પ્રાપ્ત થાઉં; હું બ્રહ્મચારી થાઉં.

અર્થઃ—બ્રાહ્મણનું વસંત, ક્ષત્રિયનું ગ્રીષ્મ અને વૈશ્યનું શરદ ઋતુમાં યજ્ઞોપવીત કરવું, અથવા સર્વ ઋતુઓમાં ઉપનયન થઇ શકે છે. આ સંસ્કાર પ્રાતઃકાળમાંજ થાય છે.

पयोव्रतो ब्राह्मणो यवागूव्रतो राजन्य आमिक्षाव्रतो वैश्यः ॥ शत० ब्रा० ॥

જે દિવસે બાલકનું યજ્ઞોપવીત કરવું હોય તેનાથી ત્રણ અથવા એક દિવસ પૂર્વે ત્રણ અથવા એક વ્રત બાલકને કરાવવું જોઇએ. એ વ્રતમાં બ્રાહ્મણના છોકરાએ માત્ર દૂધ પીને, ક્ષત્રિયના છોકરાએ જવની રાબ અને વૈશ્યના છોકરાએ શ્રીખંડ ખાઇને રહેવું જોઇએ આ વિના બીજા પદાર્થો નહી ખાવા જ્યારે જ્યારે ભૂખ લાગે ત્યારે ત્યારે ઉપરોક્ત પદાર્થોજ ખાવા બીજા નહીં.

વિધિઃ—જે દિવસે ઉપનયન કરવું હોય તેના આગલા દિવસે બધી સામગ્રી એકઠી કરી બરાબર શોધન કરી લેવું, અને પછી પ્રાતઃકાલમાં વેદિની આસપાસ સામગ્રી તથા સંસ્કારોપયોગી અન્ય પદાર્થો પ્રથમથી યથાસ્થાન મૂકી દેવા પશ્ચાત્ બાલકની હજામત કરાવી શુદ્ધ જલ વડે સ્નાન કરાવી શુદ્ધ વસ્ત્ર પહેરાવી તેને કંઇ મિષ્ટાન્ન ખવરાવી યજ્ઞ મંડપમા પિતા અથવા આચાર્ય વેદિના પશ્ચિમ ભાગમા સુંદર આસન ઉપર બેસાડે પછી બાલકના પિતાએ પૃષ્ટ ૧૧ માં લખ્યા પ્રમાણે ઋત્વિગ્ વરણ કરવુ. ત્યાર બાદ તે ઋત્વિજો એ પોતપોતામાં આસન ઉપર બેસીને બાલકના પિતા સહિત સર્વેએ આચમન તથા ઇંદ્રિયસ્પર્શ નીચે લખ્યા પ્રમાણે કરવોઃ—

આચમન મંત્રઃ—

ओं अमृतोपस्तरणमसिस्वाहा ॥ १ ॥
ओं अमृतापिधानमसिस्वाहा ॥ २ ॥
ओं सत्यं यशः श्रीर्मयि श्रीः श्रयतां स्वाहा ॥ ३ ॥

આ ત્રણ મંત્રો વડે ત્રણ આચમન કરવાં. ત્યાર બાદ નિમ્નલિખિત મંત્રો વડે ઇન્દ્રિય સ્પર્શ કરવોઃ—

ओं वाङ् मऽआस्येऽस्तु ॥ મુખ,
ओं नसोर्मे प्राणोऽस्तु ॥ નાસિકા,
ओं अक्ष्णोर्मे चक्षुरस्तु ॥ આંખ,
ओं कर्णयोर्मे श्रोत्रमस्तु ॥ કાન,
ओं बाह्वोर्मे बलमस्तु ॥ બાહુ,
ओं ऊर्वोर्मेऽओजोऽस्तु ॥ જંઘા.
ओं अरिष्टानि मे अङ्गानि तनूस्तन्वा मे सह सन्तु ॥

આ મંત્ર વડે આખા શરીર પર જમણા હાથ વડે પાણી છાંટવું. પશ્ચાત્ કાર્ય કર્તા ( બાલકનો પિતા અથવા બીજો જે જનોઇ આપવા બેઠો હોય તે ) બાલકને મુખેઃ—

ओं ब्रह्मचर्यमागाम् । ब्रह्मचार्यसानि ॥ सौत्रमन्त्रः ॥

આ પ્રમાણે બોલાવે પછી આચાર્ય*:—

* उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद् द्विजः ।
सकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥ मनु० स्मृ० अ० २ श्लो० १४० ॥

ओं येनेन्द्राय बृहस्पतिर्वासः पर्यदधादमृतम् । तेन त्वा परिदधाम्यायुषे दीर्घायुत्वाय बलाय वर्चसे ॥ १ ॥ सौत्रमन्त्रः ॥

આ મંત્ર બોલીને બાલકને સુંદર વસ્ત્ર અને ઉપવસ્ત્ર પહેરાવે. તત્પશ્ચાત્ બાલક આચાર્યની સામે બેસે, અને યજ્ઞોપવીત હાથમાં લઇને:—

ओं यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात् । आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः ॥ १ ॥ यज्ञोपवीतमसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामि ॥ २ ॥ सौत्रमन्त्रः ॥

આ મંત્રો બોલીને આચાર્ય ડાબા ખભા ઉપર કંઠની પાસેથી માથું વચમાં રહે અને જમણા હાથની બગલની નીચેથી કટિસુધી આવે એવું જનોઇ ધારણ કરાવે. તત્ પશ્ચાત્ બાલકને પોતાની જમણી બાજુએ બેસાડી ઇશ્વરની પ્રાર્થના, ઉપાસના તથા સ્વસ્તિવાચન, શાંતિપાઠ કરીને નિમ્નલિખિત વિધિ કરે. પ્રથમ દ્વિજને ત્યાંથી અગ્નિ લાવી અથવા તો ઘૃતનો દિપક પ્રકટી તેવડે કપુર સળગાવી તેના ઉપર સમિધાના બારીક કડકા મૂકી અગ્નિ તૈયાર કરવો, અને નિમ્ન લિખિત મંત્રવડે અગ્ન્યાધાન કરવું:—

ओं भूर्भुवः स्वर्द्यौरिव भूम्ना पृथिवीव वरिम्णा । तस्यास्ते पृथिवि देवयजनि पृष्ठेऽग्निमन्नादमन्नाद्यायादधे ॥ १ ॥ यजुः० अ० ३ मं० ५ ॥

આ પ્રમાણે અગ્ન્યાધાન કરી તેના ઉપર સમિધાના બારીક કટકા મૂકી નિમ્નલિખિત મંત્રવડે વીંઝણાથી અગ્નિ પ્રદીપ્ત કરવો:—

ओं उद्बुध्यस्वाग्ने प्रतिजागृहि त्वमिष्टापूर्ते सꣳसृजेथामयं च । अस्मिन्त्सधस्थेऽअध्युत्तरस्मिन् विश्वेदेवा यजमानश्च सीदत ॥ यजुः० अ० १५ मं० ५४ ॥

---

( येनेन्द्राय० ) જે સામર્થ્યવડે બૃહસ્પતિ પરમાત્માએ સૂર્યને તેજોરૂપ વસ્ત્ર ધારણ કરાવ્યું છે, તથા જગતના મનુષ્યોને માટે અમૃત—મોક્ષને ધારણ કર્યો છે, તે સામર્થ્ય વડે હું તને આ વસ્ત્ર દીર્ઘાયુ, અત્યંત બલ અને સર્વોત્તમ વિદ્યા પ્રાપ્તિને માટે આ વસ્ત્ર આપીને પરમાત્માની પ્રાર્થના કરૂં છું.

શિષ્યને ઉપનયન સંસ્કાર કરીને તેને સાંગોપાગ વેદ, તેના શબ્દાર્થ સંબંધ, ક્રિયા શિખવાવડે, તથા પોતે છલ કપટાદિ દોષોથી રહિત હોઇને અતિપ્રેમથી સર્વને વિદ્યા દાન કરનો હોય, પરોપકારી તથ તન, મન, ધનથી સર્વના સુખની વૃદ્ધિમાં તત્પર રહેતો હોય, કોઇનો પક્ષપાત ન કરતો હોય; સત્યોપદેષ્ટા, સર્વનો હિતૈષી, ધર્માત્મા અને જીતેન્દ્રિય હોય તેને આચાર્ય કહે છે. ( ભાષાન્તર કર્ત્તા )

( यज्ञोपवीतं० ) જે પ્રજાપતિ પરમાત્માનું સચ્ચિદાનંદ સ્વરૂપ પરમપવિત્ર યજ્ઞમાં સત્કૃત છે તેની પ્રથમ પ્રાર્થના કરી, આ યજ્ઞોપવીત ( જનોઇ ) તે પૂજનીય પરમાત્માની ભક્તિ તથા યજ્ઞનું અનુષ્ઠાન કરવાને માટે ધારણ કરૂં છું; તે યજ્ઞોપવીત ઇશ્વરાનુગ્રહવડે દીર્ઘાયુ, શ્રેષ્ઠ ગુણ, બલ તથા તેજનું દાતા થાઓ.

( यज्ञोपवीतमसि० ) હે પરમાત્મન્ ! તું યજ્ઞની સમીપમાં વિવિધિ સુખ દેવાને માટે રહે છે. હે શિષ્ય આવા પરમાત્મા તરફ પ્રેમભક્તિ રાખ.

યજ્ઞાદિ દ્રવ્ય યજ્ઞ તથા જ્ઞાનાદિ વિદ્યા યજ્ઞની પ્રાપ્તિને માટે હું તને યજ્ઞોપવીત યુક્ત કરૂં છું.

અગ્નિ બરાબર પ્રદીપ્ત થાય એટલે ચંદનની ત્રણ સમિધાઓ લઇને ઘૃતમાં બોળી નિમ્નલિખિત મંત્રો વડેએકેક અગ્નિમાં સમર્પવી—

ओं अयं त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्धस्व चेद्ध वर्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ॥ इदमग्नये—जातवेदसे—इदन्न मम ॥

આ મંત્રવડે પહેલી.

ओं समिधाग्निं दुवस्यत घृतैर्बोधयतातिथिम् ॥ आस्मिन् हव्या जुहोतन-स्वाहा ॥ इदमग्नये—इदन्न मम ॥ सुसमिद्धाय शोचिषे घृतं तीव्रं जुहोतन । अग्नये जातवेदसे स्वाहा ॥ इदमग्नये जातवेदसे—इदन्नमम ॥ यजु० अ० ३ मं० १—२

આ મંત્રોવડે બીજી.

ओं तन्त्वा समिद्भिरङ्गिरो घृतेन वर्द्धयामसि । बृहच्छोचा यविष्ठय स्वाहा ॥ इदमग्नयेऽङ्गिरसे— इदन्न मम ॥ यजुः० अ० ३ मं० ३

આ મંત્ર વડે ત્રીજી સમિધા અગ્નિમા અર્પવી.

આ પ્રમાણે થયા પછી નિમ્નલિખિત મંત્રવડે પાંચ ઘૃતાહુતિ આપવીઃ—

ओं अयन्त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्धस्वचेद्ध वर्धय चास्मान्प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ॥ इदमग्नये जातवेदसे इदन्न मम ॥

તત્પશ્ચાત્ વેદિની ચારે તરફ નીચેના મંત્ર વડે જલ પ્રોક્ષણ કરવું:—

ओम् अदितेऽनुमन्यस्व ॥ આનાથી પૂર્વમાં,
ओम् अनुमतेऽनुमन्यस्व ॥ 〃 પશ્ચિમમાં,
ओम् सरस्वत्यनुमन्यस्व ॥ 〃 ઉત્તરમાં,

ओं देव सवितः प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिं भगाय । दिव्यो गन्धर्वः केतपूः केतं नः पुनातु वाचस्पतिर्वाचं नः स्वदतु ॥ यजुः० अ० ३० मं० १

આ મંત્ર વડે ચારે તરફ જલ છાંટવું. પછી ચાર આધારાવાજ્યાહુતિ નીચેના મંત્રો વડે આપવી.

ओं अग्नये स्वाहा ॥ इदमग्नये—इदन्न मम ॥ यजुः० अ० २२ मं० २७

આ મંત્ર વડે વેદિના ઉત્તરભાગના અગ્નિમા.

ओं सोमाय स्वाहा ॥ इदंसोमाय—इदन्न मम ॥ यजुः० अ० २२ मं० २७

વેદિના દક્ષિણ ભાગના અગ્નિમાં.

ओं प्रजापतये स्वाहा॥इदं प्रजापतये—इदन्न मम ॥ यजुः० अ० १८ मं०२८
ओं इन्द्राय स्वाहा ॥ इदमिन्द्राय—इदन्न मम ॥ यजु० अ० २२ मं० २७

આ મંત્રો વડે વેદિની મધ્યમાં ઘૃતાહુતિ આપવી ત્યારપછી વ્યાહુતિ આહુતિ આપવી.

ओं भूरग्नये स्वाहा ॥ इदमग्नये—इदन्न मम ॥
ओं भुवर्वायवे स्वाहा ॥ इदं वायवे—इदन्न मम ॥
ओं स्वरादित्याय स्वाहा ॥ इदमादित्याय इदन्न मम ॥

ओं भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः स्वाहा ॥ इदमग्निवाय्वादित्येभ्यः—इदन्न मम ॥

ઉપરની આહુતિઓ આપ્યા પછી નીચેના મંત્રોવડે આઠ ઘૃતાહુતિ આપવીઃ—

ओं त्वन्नोऽअग्ने वरुणस्य विद्वान् देवस्य हेडो अवयासिसीष्ठाः । यजिष्ठो वह्नितमः शोशुचानो विश्वाद्वेषांसि प्रमुमुग्ध्यस्मत् स्वाहा ॥ इदमग्नीवरुणाभ्याम्—इदन्न मम ॥ १ ॥ ओं सत्वन्नो अग्नेऽवमो भवोती नेदिष्ठोऽअस्या उषसो व्युष्टौ । अवयक्ष्व नो वरुणं रराणो वीहि मृडीकं सुहवो न एधि स्वाहा ॥ इदमग्नीवरुणाभ्याम्—इदन्न मम ॥ २ ॥ ऋ० मं० ४ सू० १ मं० ४–५

ओं इमं मे वरुण श्रुधी हवमद्या च मृडय । त्वामवस्युराचके स्वाहा । इदं वरुणाय—इदन्न मम ॥ ३ ॥ ऋ० मं० १ सू० २५ मं० १९

ओं तत्वा यामि ब्रह्मणा वन्दमानस्तदाशास्ते यजमानो हविर्भिः अहेडमानो वरुणेह बोध्युरुशंस । मा न आयुः प्रमोषीः स्वाहा ॥ इदं वरुणाय—इदन्न मम ॥४॥ ऋ० मं० १ सू० २४ मं० ११

ओं ये ते शतं वरुण ये सहस्रं यज्ञियाः पाशा वितता महान्तः । तेभिर्नो अद्य सवितोत विष्णुर्विश्वे मुञ्चन्तु मरुतः स्वर्काः स्वाहा ॥ इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यः—इदन्न मम ॥ ५ ॥

ओं अयाश्चाग्नेऽस्यनभिशस्तिपाश्च सत्यमित्वमयासि । अया नो यज्ञं वहास्यया नो धेहि भेषजं स्वाहा ॥ इदमग्नये अयसे— इदन्न मम ॥ ६ ॥

ओं उदुत्तमं वरुण पाशमस्मदवाधमं विमध्यमं श्रथाय । अथा वयमादित्य व्रते तवानागसोऽदितये स्याम स्वाहा ॥ इदं वरुणायाऽदित्यायाऽदितये च—इदन्न मम ॥ ७ ॥ ऋ० मं० १ सू० २४ मं० १५

ओं भवतन्नः समनसौ सचेतसावरेपसौ । मायज्ञꣳ हिꣳसिष्टं मा यज्ञपतिं जातवेदसौ शिवौ भवतमद्य नः स्वाहा ॥ इदं जातवेदोभ्यां—इदन्न मम ॥ ८ ॥ यजुः० अ० ५ मं० ३

આ પ્રમાણે એકંદર સોળ આહુતિ આપ્યા પછી નિમ્નલિખિત મંત્રો વડે બાલકના હાથે પ્રધાન હોમની આહુતિઓ જે કંઇ વિશેષ શાકલ્ય ( ભાત વગેરે ) બનાવ્યું હોય તેની આપવીઃ— પ્રથમ નીચેના મંત્રો વડે ચાર ઘૃતાહુતિ આપવીઃ—

ओं भूर्भुवः स्वः । अग्न आयूंषि पवस आसुवोर्ज्जमिषं च नः । आरे बाधस्व दुच्छुनां स्वाहा ॥ इदमग्नये पवमानाय इदन्न मम ॥ १ ॥ ओं भूर्भुवः स्वः । अग्निर्ऋषिः पवमानः पाञ्चजन्यः पुरोहितः । तमीमहेमहागयं स्वाहा ॥ इदमग्नये पवमानाय—इदन्न मम ॥ २ ॥ ओं भूर्भुवः स्वः । अग्ने पवस्व स्वपा अस्मे वर्चः सुवीर्यम् । दधद्रयिं मयि पोषं स्वाहा ॥ इदमग्नये पवमानाय—इदन्न मम ॥ ३ ॥ ऋ० मं० ९ सू० ६६ मं० १९–२०–२१

ओं भूर्भुवः स्वः । प्रजापते न त्वदेतान्यन्यो विश्वाजातानि परिताबभूव । यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणां स्वाहा ॥ इदं प्रजापतये–इदन्न मम ॥ ८ ॥ ऋ० मंड० ९ सू० १२१ मं० १०

तत्पश्चात निम्नलिखित मंत्र वडे प्रधान होमनी आज्याहुति तथा शाकल्यनी आहुति आपवी:–

ओं अग्ने व्रतपते व्रतं चरिष्यामि तत्ते मब्रवीमि तच्छकेयम् । तेनर्ध्यासमि दमहमनृतात्सत्यमुपैमिस्वाहा ॥ इदमग्नये–इदन्न मम ॥ १ ॥ ओं वायो व्रतपते*० स्वाहा ॥ इदं वायवे–इदन्नमम ॥ २ ॥ ओं सूर्य व्रतपते० स्वाहा ॥ इदं सूर्याय-इदन्न मम ॥ ३ ॥ ओं चंद्रव्रतपते० स्वाहा ॥ इदं चन्द्राय–इदन्न मम ॥ ४ ॥ ओं व्रतानां व्रतपते० स्वाहा ॥ इदमिन्द्राय–व्रतपतये– दन्न मम ॥ ५ ॥ सा० मं० व्रा० मपा० १ खं० ६-९-१३

आ पांच मंत्र वडे पांच आहुति अपावी नीचेना मंत्रवडे व्याहृति तथा स्विष्टकृत् अने प्राजापत्याहुति मळीने एकंदर ७ आहुति घृतनी आपवी:–÷

ओं भूरग्नये स्वाहा ॥ इदमग्नये-इदन्न मम ॥
ओं भुवर्वायवे स्वाहा ॥ इदं वायवे-इदन्न मम ॥
ओं स्वरादित्याय स्वाहा ॥ इदमादित्याय-इदन्न मम ॥
ओं भूर्भुवः स्वरग्नवाय्वादित्येभ्यः स्वाहा ॥ इदमग्निवाय्वादित्येभ्यः इदन्न मम ॥

ओं यदस्य कर्मणोत्यरीरिचं यद्वान्यूनमिहाकरम् । अग्निष्टत्स्विष्टकृद्विद्यात्सर्वं स्विष्टं सुहुतं करोतु मे । अग्नये स्विष्टकृते सुहुतहुते सर्वमायश्चित्ताहुतीनां कामानां समर्द्धयित्रे सर्वान्नः कामान्त्समर्धय स्वाहा ॥ इदमग्नये स्विष्टकृते इदन्न मम ॥

आ प्रमाणे बाळकना हाथे पंदर आहुति अपाव्या पछी आचार्य यज्ञकुंडनी उत्तरमां पूर्वाभिमुखे बेसे अने बाळक आचार्यनी सन्मुख पश्चिमाभिमुखे बेसे त्यार बाद आचार्य बाळकना सामुं जोईने नीचेना मंत्रनो जप करे:—

ओं आगन्त्रा समगन्महि प्रसुमर्त्यं युयोतन । अरिष्टाः संचरेमहि स्वस्ति चरता दयम् ॥ सा० मं– व्रा० प्र० खं० ६ मं० १४

---

( अग्ने व्रतपते० ) हे व्रतपते परमात्मन् ! हुं ब्रह्मचर्य व्रत धारण करुं छु, तेनुं पालन यथार्थ रीते करवाने मने समर्थ करो. ब्रह्मज्ञान प्राप्त्यर्थे आ व्रत में धारण कर्युं छे ते मारुं व्रत सफळ थाओ एवी मारी नम्र प्रार्थना छे.

* व्रतपते एनी आगळ सत्यमुपैमि सुधीनो पूरोमंत्र बोलवो.

÷ उपरना मंत्र प्रमाणेज आगळना मंत्रोनो अर्थ.

हे ज्ञानस्वरुप परमात्मन् ! ब्रह्मचर्यमां आगमनना व्रतवाळा आ बटु सहित अमे आचार्यादि तारी उपासना करीये छीए. तुं ज एने मनुष्योमां शोभायुक्त अने ब्रह्मचर्यमां नियुक्त कर तेना अरिष्ट नाश पामो अने ते सुखपूर्वक रहो.

ત્યાર પછી બાલકે નીચે પ્રમાણે બોલવું:—

ओं ब्रह्मचर्यमागामुपमानयस्व ॥ सा०मं०ब्रा०म०१खं०६ मं०१६ मं०१९

આચાર્ય— कोः* नामासि ॥

બાલક— एतन्नामास्मि × ॥

તત્પશ્ચાત્ બાલકની તથા આચાર્યે પોતાની જમણી હસ્તાંજલી શુદ્ધ જલ વડે નીચેનો મંત્ર બોલી ભરવી:—

आपो हिष्ठा मयो भुवस्तानं ऊर्जे दधातन।महेरणाय चक्षसे॥१॥यो वः शिवतमो रसस्तस्य भाजयते ह नः। उशतीरिव मातरः॥ तस्मा अरं गमाम वो यस्य क्षयाय जिन्वथ। आपो जनयथा च नः॥ ३॥ यजुः० अ० ११ मं०५०-५१-५२

તત્પશ્ચાત નીચેનો મંત્ર બોલી આચાર્યએ પોતાની અંજનલું પાણી બાલકની અજલીમાં રેડવું.

ओं तत्सवितुर्वृणीमहे वयं देवस्य भोजनम्। श्रेष्ठं सर्वधातमम्। तुरं भगस्य धीमहि॥ ऋ० मं० ५ अ० ६ सू० ८२ मं० १

આ પ્રમાણે બાલકની અંજલીમાં પોતાની અંજલી ખાલી કરીને બાલકની હસ્તાંજલી અંગુષ્ઠ સહિત પકડીને નીચેનો મંત્ર બોલવો:—

ओं देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यां हस्तं गृह्णाम्यसौ ॥ १ ॥ सा० मं० ब्रा० प्रपा० १ खं० ६ मं० १८

આ મંત્ર બોલીને બાલકની હસ્તાંજલીનું પાણી પાત્રમાં રેડાવી દેવું. આજ પ્રમાણે બીજીવાર બાલકની અંજલી ભરી તેમાં પોતાની અંજલીનું પાણી રેડીને બાલકની હસ્તાંજલી અંગુષ્ઠ સહિત પકડીને:—

---

(ब्रह्मचर्यमा०) હે ગુરો। મે બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું છે. અને આપની સમીપમા રાખો. (વિદ્યા પાઠન માટે) મારો સ્વીકાર કરો.

* તારૂં નામ શું છે.

× મારૂં અમુક નામ છે (કોઇનું નામ દેવદત્ત હોય તો આ પ્રમાણે બોલવું. देवदत्तनामास्मि॥ ભાષાન્તર કર્તા.)

(आपोहिष्ठा०) હે સર્વ વ્યાપક પરમાત્મન્! અમને (ગુરૂ તથા શિષ્યને) બલયુક્ત પરાક્રમી કરી તથા સુખ દાતા વિદ્યા આપી તેનો ઉપદેશ કરીએ તેવી બુદ્ધિ આપો.

(यो वः०) હે પરમાત્મન્! આ બ્રહ્મચર્યાશ્રમનો અત્યન્ત સુખકારી આનંદ, જેમ કામનાવાળી માતા પોતાના પુત્રોનું સેવન કરી તેને સુખી કરે છે, તેમ હું આ શિષ્યને પ્રાપ્ત કરાવું.

(तस्मा अरं०) હે જગદીશ્વર! અમને ગૃહસ્થાશ્રમમાં જે તૃપ્તિ વિદ્યાથી મળી છે, તે આ શિષ્યને પ્રાપ્તી કરાવવા હું સમર્થ ન થઇ અને તેમાં આપ સહાય થશો.

(तत्सवितुर्वृ०) હે જગદુત્પાદક ઇશ્વર! અમે આપની શરણમા છિયે આપ અમારા અવિદ્યાદિ દોષોને નાશ કરો અને અમારે માટે વૃષ્ટિદ્વારા ઉત્તમોત્તમ આરોગ્યદાયક અન્ન ઉત્પન્ન કરો.

(देवस्यत्वा०) હે બાલક! જગદુત્પાદક પરમાત્માના બાહુ વડે (સર્વ પ્રકારની પુષ્ટિ કરનારા આપના પરાક્રમરૂપી બાહુ વડે) હું તારા હાથનું ગ્રહણ કરૂં છું.

गृह्णामि-असौ આ ઠેકાણે असौ ના સ્થાનમાં બાલકનું નામ સંબોધનાન્ત કરવું જેમ કે गृह्णामि देवदत्त ॥

**ओं सविता ते हस्तमग्रभीत्, असौ ॥ सा० मं० ब्रा० प्र० १ खं० ६ मं० १९**

આ મંત્ર બોલીને બાલકની અંજલીનું પાણી તરભાણામાં રેડાવી દેવું. વળી ત્રીજી વાર એજ પ્રમાણે અંજલી અંગુષ્ઠ સહિત પકડી:—

**ओं अग्निराचार्यस्तव, असौ ॥ १ ॥ म० ६ मं० १९**

આ મંત્ર બોલીને બાળકની અંજલીનું પાણી તરભાણામાં રેડાવીને મંડપની બહાર આવી સૂર્યની સામે ઉભારહી આચાર્ય નિમ્નલિખિત બે મંત્ર બોલી બાળકને સૂર્યનું દર્શન કરાવે:—

**ओं देव सवितरेष ते ब्रह्मचारी तं गोपाय समामृत ॥ १ ॥ सौत्रमंत्रः ॥ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतꣳशृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरद शतं भूयश्च शरदः शतात् ॥**

આ પ્રમાણે સૂર્યાવલોકન કરાવીને બાલકસહિત આચાર્યે યજ્ઞશાળામા આવી, કુંડની ઉત્તરમાં બેસી:—

**ओं युवा सुवासाः परिवीत आगात् स उ श्रेयान् भवति जायमानः । ओं सूर्यस्याव्रतमन्वावर्त्तस्व, असौ ॥ ऋ० मं० ३ अ० १ सू० ८ मं० ४**

આ મંત્ર બોલવો; અને બાલકે આચાર્યની પ્રદક્ષિણા કરી આચાર્યની સન્મુખ બેસવું. પછી બાલકના જમણા ખભા ઉપર આચાર્ય પોતાનો જમણા હાથનો સ્પર્શ કરી તે ઉપર કપડું ઢાંકી નીચેનો મંત્ર બોલવો:—

**ओं प्राणानां ग्रन्थिरसि मा विस्रसोऽन्तक इदं ते परिददामि, अमुम् ॥ १ ॥ सा०. मं० ब्रा० प्र० १ खं० ६ म० २०**

પશ્ચાત્ બાલકના પેટપર હાથનો સ્પર્શ કરી એજપ્રમાણે નીચેનો મંત્ર બોલવો:—

**ओं अहुर इदं ते परिददामि, अमुम् ॥ २ ॥ मं २१**

તત્પશ્ચાત્ બાલકના હૃદય ઉપર હાથનો સ્પર્શ કરી નીચેનો મંત્ર બોલવો:—.

---

(**सविता०**) હે કુમાર! પરમાત્માએ તારો હાથ ગ્રહણ કર્યો છે. આ મંત્રમાનાં **असौ** પદના સ્થાનમા બાલકનું નામ સંબોધનાન્ત બોલવું

(**अग्नि०**) હે કુમાર! જ્ઞાનસ્વરૂપ પરમાત્મા તારા આચાર્ય છે. આ મંત્રમાં પણ **असौ** પદના સ્થાનમાં બાલકનું સંબોધનાન્ત નામ બોલવું.

(**देव सवितरेष०**) હે પરમાત્મન! આ તારો બ્રહ્મચારી છે, તેની તું રક્ષા કર.

(**तच्चक्षुर्देवहितं०**) આ મંત્રનો અર્થ ઉપર આપ્યા છે ત્યાં જોઇ લેવો.

(**युवा सुवासाः**) હે જગદીશ્વર! આ કુમાર જ્યાંસુધી યુવાવસ્થા પૂર્ણ થાય ત્યાંસુધી (આડતાળીસ વર્ષનું બ્રહ્મચર્ય પાલનકરી) વેદાદિ વિદ્યાઓ ભણીને સુંદર વસ્ત્રભૂષણ સજી (સમાવર્તનકરી) વિદ્યાદિ ગુણયુક્ત થઇ ગૃહસ્થાશ્રમમાં સૂર્યસરખો તેજસ્વી થાયો. હેબાળક! સૂર્યના માર્ગને અનુસર. (જેમ સૂર્ય ધીમે ધીમે પ્રકાશિત થાય છે તેમ તું વિદ્યા વડે પ્રકાશિત થા.)

(**प्राणानाम्०**) હે જગદીશ્વર! જેમ પ્રાણ વાહિની નાડીઓનુ મિલનસ્થાન નાભિ છે તેમ તું આ વિશ્વનું નાભિસ્થાન છે. આ બાલકને હું ગ્નાન શરણમાં સોંપું છું તેનું તું રક્ષણ કર. (આ અને એની પછીના મંત્રોમાં **अमुम्** પદના સ્થાનમાં બાલકનું દ્વિતીયાંત નામ બોલવું જેમકે **देवदत्तम्**।)

